૭૮૬

# પુનઃમેળાપ.

એક ખુની બદમાશના સાહસ કર્મોથી ભરપુર રસપૂર્ણ ડીટેકટીવ વાર્તા.

લેખક:—

સુલેમાન એમ. બક્ષ સાહેબ.

પુ. ૨ જું.

પ્રગટ કર્તા

કાગઝી મહમુદમીયાં એન્ડ એમ. બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

૬૦ ટાવર રોડ, અલાયાની વાડી સામે–સુરત.



છાપનારઃ—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.

શ્રી "અનાવલ બંધુ" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ; ભાજીવાળા પોળ–સુરત.

ઈ. સ. ૧૯૩૧ } કીંમત આઠ આના. { પ્રથમાવૃત્તિ
સં. સ. ૧૯૮૭ } { પ્રત ૨૦૦૦

# પ્રકરણ ૧ લું.

## "મી. ગાઝીની બેચેની.!"



પ્રિય વાંચક આપણે આ ચોપડીના પહેલા ભાગમાં એટલે તુર્કી "જાસુસ નામની" ચોપડીમાં જોઇ આવ્યા કે ક્રુર 'યાકુબખાન' ગરીબ બિચારી દુઃખીઆરી ઝુબેદાને કેવા દર્દનાક કેરની તથા ઘાતકી વર્તનની ધમકી આપી ચાલ્યો ગયો હતો. જેથી તે બિચારી, પોતાની ખુબસુરતી તથા સૌંદર્ય કેવા ભયંકર સ્વરૂપમાં ફેરવાઇ જશે? એ વિચારના કંપારી ઉપજાવનારા દેખાવથી ભાન મુક્ત થઇ એક ચિસ સાથે બેભાન થઇ જમીન પર પછડાઇ પડી હતી. તેના બીજે દીવસે એટલે બર્કને આદાન છોડયાના ત્રીજા દીવસે અહીં આદાનમાં હુસેન બેની ધીરજ નાશ થઇ ગઇ.

બર્કને આદાન છોડી ગયા પછી કુલ બે દીવસમાં તે લગભગ ચારેક ચક્કર ગાઝીની ઓફીસમાં લગાવી આવ્યો, પણ કંઇ સમાચાર ન મળ્યા છેવટે તેની બેચેની એટલે હદ સુધી વધી ગઇ કે આજે તો તે બર્ક માટેની આશા બિલકુલ છોડી બેઠો. અને અત્યારે તે એમજ સમજવા લાગ્યો કે બર્ક કોઇ બદમાશના હાથે માર્યો ગયો.

પણ આ સઘળી ગુંચવણો હુસેન બેગના ભેજામાં ઉત્પન્ન થવાનું અને તેને આટલે સુધી બેચેન બનવાનું મૂળ કારણ તો એ હતું કે ઇન્સપેકટર ગાઝીએ હજી સુધી તેને એમ ન જણાવ્યું હતું કે "બર્ક ઇરેક્ટ્રી ગયો છે" જો કે ગાઝી પોતાને પણ ખરી ખબર તો હતીજ નહી. તે પોતે પણ એમજ સમજતો હતો કે નઝીર બેગ ઇરેક્-ટ્રીમાં રહે છે. અને બર્ક તેની પૂઠ પકડીને ઇરેક્ટ્રીજ ગયો છે.

ગમે તેમ હો પણ ગાઝીએ હુસેનને કોઇ પણ ઠેકાણું બતાવ્યું ન હતું. તે શિવાય નઝીર બેગ નામ પણ છુપું રાખતાં ફક્ત એટલુંજ કહ્યું હતું કે "બર્ક કાલે બપોરે તમારા બંગલા પાસેથી પસાર થતી એક વ્યકિત પાછળ ગયો છે."

હવે કદાચ એ સવાલ ઉભો થશે કે આ સઘળી માથાકુટ કરવાનું કારણ શું ? તો તેના જવાબમાં એટલુંજ બસ થશે કે હુસેન નઝીરનો ખાસ મિત્ર હતો ને જો તેને એમ જણાવવામાં આવે કે "બર્કને નઝીર પરજ વહેમ ગયો છે." તો તેના ગુસ્સાનો પાર રહે નહી. પોતાના એક ગૃહસ્થ સાચ્ચા અને સલાહકાર મિત્ર પર પોલિસોને આળ ચઢાવતા જોઇ તેના ફફડાટની સીમા રહે નહી. અને એજ બીકથી ગાઝીએ એટલી ચોકસાઇ રાખી હતી.

હવે રહી એ વાત કે બર્કે ગાઝીને સુંઢાં કેમ ન

લખી જણાવ્યું કે નઝીર ઈરેકલી ગયો નથી પણ તારસસ ગયો છે. અથવા હું પોતે પણ તારસસમાં છુ" તો તેનું મૂળ કારણ એ હતું કે ચાલાક બર્ક કદી પણ એક વાતને સંપૂર્ણ તપાસ્યા વગર કોઈ પર જાહેર કરતો નહતો. તે હંમેશ એક વાતને પૂરી રીતે નક્કી કરી લેતો ત્યારેજ તે બીજા પર જાહેર કરતો.

અહીં અમારે આટલું જણાવવાની ખાસ આવશ્યકતા છે કે હુસેન બેગ જેટલો ઝુબેદા માટે અધિરો હતો તેનાં કરતાં કેટલેક દરજ્જે વધીને અનવર માટે વ્યાકુળ હતો, અને તે એટલાજ માટે કે તે પોતાના ભવિષ્યના જમાઈ માટે જો કોઈને પણ લાયક દેખતો તો તે ફકત અનવરનેજ. અનવરે પોતાની હુશિઆરી અને ચંચળતાના પ્રતાપે નાનપણથીજ તેની પ્રીતી મેળવી લીધી હતી. ફકત ગુન્હેગારી કરી હતી તો તે એટલીજ કે હુસેન બેગની આટલી હોંશ છતાં તે ભણ્યો નહિ અને કોઈ સારી નોકરી મેળવી શકયો નહીં.

છતાં આજે હુસેનબેગની એ હાલત હતી કે તે સઘળી ગઈ ગુજરી ભૂલી ગયો અને ખરા અંતઃકરણથી એવી યાચનાઓ પ્રભૂ પાસે કરવા લાગ્યો કે હે "પ્રભુ જો તું ઝુબેદાને મેળવી આપે તો જરૂર સાથે સાથે અનવરને પણ મેળવી આપજે જો ઝુબેદા મળશે અને અનવર ન

મળશે તો મારી સઘળી આશાઓ અને ઉમંગો નષ્ટ થઈ જશે. હે પ્રભૂ જો કે ઝુબેદા મારા આંધળાની એકની એક લાકડી છે પણ અનવર તો મારો જમણો હાથ છે. જો હાથજ ન હશે તો લાકડીને પકડનાર કોણ રહેશે? મારી મરજી લાયક જમાઈ હું અનવર શિવાય બીજા કોઇને જોતો નથી. અનવરજ મારી ઝુબેદાને સારી રીતે સુખી કરી શકશે અને તેજ મારી દોલતનો પણ યોગ્ય ઉપયોગ કરી શકશે. તેણે ઝુબેદા પર મોકલેલા પત્ર પરથી હવે મારો તેના પ્રત્યેનો વહેમ દૂર થઈ ગયો છે. હવે હું તેને નેક પવિત્ર ભલો માનું છું અને જો પ્રભુ તુ તેને મેળવી આપશે તો હું તેના પર સાબેત કરી આપીશ કે હું તેના પર મુકેલા ખોટા આક્ષેપનો બદલો કેવી રીતે વાળી આપું છું. હું તેને કોઇપણ ઓઢા વગરજ મારી ઝુબેદા આપીશ એટલુંજ નહિ બલ્કે તેની પાસે માફી માંગીશ.

વાચક પ્રીય આ વાતને કદાચ દુર્ભાવની નજરે જોશે પણ જ્યાં સુધી વિશ્વમાં જોવાયું છે. ત્યાં સુધી એજ માલમ પડ્યું છે કે મનુષ્ય પોતાની એક પ્રીય ચીજને તે પોતાની પાસે રહે છે ત્યારે ચાહતો નથી અથવા જે બીજી ચીજ કે જેને તે પહેલી કરતા થોડે ઘણે દરજ્જે ઓછી ચાહે છે તેને ચાહી પોતાનો સંતોષ માને છે. પણ જ્યારે તે પહેલી પ્રીય ચીજ દૂર થઇ જાય છે.

અથવા તો તે બીજી ચીજ કે જે વડે તે પહેલા વતી સંતોષ માનતો હતો તે હાથથી નીકળી જાય છે ત્યારે ચાહે છે. અને ત્યારેજ તે તે પહેલી વસ્તુની પૂરેપુરી કદર સમજે છે અને તેને યાદ કરીને દુઃખી થાય છે તેમજ તેની સાથે ચલાવેલી પોતાની વર્તણુકને સાંભરી પશ્ચાતાપ કરે છે.

આવીજ રીતે જ્યારે પહેલી વખતે અનવર ગૂમ થયો ત્યારે તેણે 'ઝુબેદા પોતાના સંતોષ માટે છે' એમ માની તેની પરવા ન કરી પણ જ્યારે ઝુબેદાએ ગૂમ થઇ ગઇ ત્યારે સઉથી પહેલાં અનવર માટે વ્યાકુળ થયો અને આજે તે એજ ઇચ્છી રહ્યો હતો કે "અનવર વગર ઝુબેદા મળેલી કંઇજ ઉપયોગની ન નીવડશે બલ્કે ઝુબેદાને જોઇ જોઇને મને વધારેને વધારેજ અનવરની યાદ આવ્યા કરશે અને એક દુઃખ પર ડબલ દુઃખ મને ખમવાં પડશે."

ટુંકમાં હુસેન બેગ આજે સૌથી પહેલાં અનવર માટે બેચેન થયો અને આજે એટલે ઝુબેદાને ગુમ થયાના ત્રીજે દીવસે તેણે એ નક્કી કરી લીધું. કે સર્વથી પહેલા અનવરનેજ શોધાવવાની કોશેષ કરવી જોઇએ કારણ કે એકવાર અનવર મળી જશે તો તે ગમે તેમ કરીને પણ ઝુબેદાને શોધી કાઢશે. તે તેને જીવ કરતાં વધારે ચાહે છે."

આ વિચાર આવતાંજ હુસેન સઘળી વાતો પડતી મૂકી મી. ગાઝીની ઓફીસ પર જવા તૈયાર થયો.

* * * *

આમ ત્રણ દીવસો ગુજરી ગયા પણ હજુ સુધી બર્કના કંઈ પણ સમાચાર ન મળવાથી તેમજ નઝીરની પૂઠ પકડી બર્ક બરાબર ઇરેક્લીજ ગયો કે બીજે કોઈ ઠેકાણે, એ સુદ્ધાંની પણ ખબર ન મળવાથી અહીં ગાઝી પણ બેચેન થઇ ગયો હતો. તેને એજ ધાસ્તી લાગ્યા કરતી હતી કે રખેને બર્ક કોઇ બદમાશના પંજામાં સપડાઇ ગયો હોય. ગંભીર ચ્હેરે ઉંડા વિચારોમાં લીન તે પોતાની ઓફીસમાં મંદ પગલે આંટા મારી રહ્યો હતો કે બારણું ખોલી હુસેન બેગ આમ કહેતો દાખલ થયો.

"કેમ સાહેબ કંઈ સમાચાર આવ્યા કે ?"

ગાઝીએ તેને ફરી આવેલો જોઇ આશ્વાસન આપતા કહ્યું.

"આપ શા માટે વારંવાર તકલીફ લો છો ? કંઇપણ સમાચાર મળશે તો હું તરતજ તમારા પર કહેવડાવી મોકલીશ."

"પણ તમે કેમ આજે ઉદાસ દેખાઓ છો ?" હુસેને તેને ચિંતામય જોઇ સવાલ કર્યો.

"ના ઉદાસીનું કોઇ કારણ નથી !"

"મને તો આજે તમારૂં મ્હોં ઘણુંજ ઉતરેલું દેખાય છે."

"કદાચ."

"ના ખાત્રીપૂર્વક."

"ત્યારે સાંભળો" ગાઝીએ ખુલાસો કરતા કહ્યું

"જો કે આ વાત હાલ જણાવવા જેવી નથી પરંતુ તમારા આગ્રહ પરથી હું કહું છું."

"આપ મૂજ પર સંપૂર્ણ વિશ્વાસ રાખો."

"વાત અસલ એમ છે" કાઝીએ કહ્યું "કે બકર જતી વખત મને ખાનગીમાં કહી ગયો હતો કે "ઝુબેદાની હરણ કરાવનાર અસલ વ્યકિત યાકુબ શિવાય બીજી કોઈ નથી. અને હાલમાં યાકુબખાન ઇરેકલીમાં રહે છે." જેથી તેની બાતમી મેળવવા તે ઇરેકલી ગયો હતો પણ આજે મારી ભારે અજાયબી વચ્ચે ત્યાંના પોલીસ ખાતાના ઇન્સ-પેક્ટરે મને જણાવ્યું કે અહીં બકર આવ્યો નથી એટલુંજ નહીં, બલ્કે પરદેશી એક પણ પોલિસ ત્યાં ત્રણ દીવસથી ઉત્યો નથી."

"હું.............................!!!"

"તો પણ આજનો દિવસ વાર જોઉં છું. છતાં કંઈ સમાચાર ન મળશે તો કાલે પરાણે તેની ખબર દરેક શહેરના પોલિસ ખાતાઓમાં આપવી પડશે."

"અને" હુસેને મોઢો આવેલો જોઇ કહ્યું "જો પતો લાગી જાય તો તેને અહીંજ પાછો બોલાવી લેજો."

"કેમ-"

"મારો મતલબ એ હતો કે ઝુબેદાને શોધાવવાનો પ્રયત્ન કરવા કરતા પહેલાં અનવરનેજ શોધાવો તો

વધારે સારૂં."

આ સાંભળી ગાઝીના આશ્ચર્યનો પાર ન રહ્યો તેણે એકદમ વિસ્મિત થતા કહ્યું "કેમ ???"

"કેમકે નિસંબંધી કરતાં એક સંબંધી ઝુબેદાને વધારે જલદી શોધી શકશે."

"એટલે ?"

"એટલે જે કામ એક પ્રેમી કરી શકશે તે કામ એક અજાણ્યા માટે વધારે સંભવિત હોઇ શકતું નથી"

"હજુ હું તમારો મતલબ સમજી શક્યો નથી."

"એટલે" હુસેને અચકાતા અચકાતા કહ્યું "મારો મતલબ એ હતો કે ઝુબેદાને શોધવામાં જેટલી જલ્દી અનવર ફતેહમંદ થઇ શકશે તેટલી જલ્દી બર્કને થતાં મુશ્કેલ પડશે."

ગાઝીની આંખો આનંદથી ચળકી ઉઠી તે કંઇ બોલવા જાય તે પૂર્વેજ હુસેને ફરી બોલવા માંડયું.

"માટે મારો વિચાર એ હતો કે પહેલા અનવરને શોધાવવાની કોશેષ કરીએ અને જો તે મળશે અને જ્યારે તેને આ હકીકત માલમ પડશે તો તે વગર કહ્યે ઝુબેદાના હરણ કરનારને શોધવા નીકળી પડશે. તેમ છતાં હું પોતે પણ તેને તેના અપમાનના બદલામાં ઝુબેદાને તેની સાથે પરણાવવાનું કહીશ તો તે જરૂર કોઇ પણ ભોગે ઝુબેદાને શોધી લાવશે."

આ વાકય પર જો ગાઝીએ પોતાને સંભાળવાની ટેવ ન પાડી હોત તો ખુરશીમાંથી કુદી પડતે પણ તેણે ખાસ ઉશ્કેરાવાની ટેવો મુકી દીધી હતી જેથી સ્વસ્થ બેસી રહ્યો. છતાં તેના ચ્હેરાની પ્રકુલ્લીતા કહીજ રહી હતી કે તેના પર હુસેનબેગના અનવર પ્રત્યેના પશ્ચાતાપે કોઇ ખાસ અસર કર્યો છે.

"એમ છે" ગાઝીએ બનાવટી ગંભીરતા ધારણ કરી ખુલાસો કરતા કહ્યું. "ત્યારે સાંભળો હવે હું ખુલાસો કરૂં છું કે અસલમાં બર્કને ઉશ્કેરનાર આપણો અનવરજ છે. અને હાલમાં અનવર બર્ક સાથેજ ગુન્હેગાર પાછળ ગયો છે. આ વાતની કોઇને ખબર ન હતી. અમે તે વાતને બિલ્કુલ ખાનગી રાખી હતી. ઝુબેદાને શોધવાનું કામ અનવર અને બર્ક બન્ને મળીને કરી રહ્યા છે. આશા છે કે તે બંન્નેની ભેગી બુદ્ધીથી આ કામ સમય કરતાં પૂર્વેજ ખલાસ થવા પામશે."

હુસેન—(ખુશ થઇ) હેં શું તમે સત્ય કહો છો ? જો એમજ હશે અને થશે તો ચોક્કસ મારી ઝુબેદા મને ઘણીજ જલ્દી મળશે. મારો અનવર ગમે ત્યાંથી પણ તેને શોધી કાઢશે (શ્વાસ ખેંચી) જો જીવતી હશે તો.......આહ બિચારા અનવરનો મેં કેવો હડહડતો અપમાન કર્યો છે. કંઇ નહી. હવે તેને મળવા દો હું તેને તેના અપમાનનો બદલો વાળી આપીશ

ગાઝી—હવે એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. અને તે એ કે અનવર પણ બર્ક સાથે છે એની કોઈને ખબર ન પડવા પામે. કારણ કે તેમ થવાથી તેઓની સઘળી બાજી ધૂળમાં મળી જશે.

હુસેન—ભલે હું કોઈને ન કહીશ.

ગાઝી—મારો હેતુ નઝીર બેગને પણ જણાવવાનો નથી....

ગાઝી આગળ કંઈ કહેવા જતો હતો કે બારણું ઉઘડ્યું અને ટપાલી દાખલ થયો. એક કવર ટેબલ પર નાંખી તે ચાલતો થયો.

ગાઝી ઝડપથી કવર ઉંચકી તેને ફાડીને અધીરાઈથી વાંચવા લાગ્યો. થોડીજ વારમાં તેની આંખો ખુશાલીથી ચળકી ઉઠી જે જોઇ હુસેનબેગથી પણ ન રહેવાયું અને તેણે સવાલ કર્યો.

"કેમ કોનો કાગળ છે?"

હુસેન બેગના સવાલનો કંઈપણ જવાબ વાળ્યા વગર ગાઝી ઘણીજ અધીરાઈથી તે પત્રની લીટીઓ વાંચી ગયો. ત્યાર બાદ બોલ્યો.

"લો બર્ક તો તારસસમાં છે."

એટલું કહી તેણે પત્ર હુસેનબેગને આપ્યો જે નીચે પ્રમાણે હતો.

મહેરબાન ગાઝી સાહેબ,

સલામ બાદ જણાવવાનું કે મારો ગુન્હેગાર ઇરેકલીનો રહેવાશી નથી, બલ્કે તારસસનો છે. હું લગભગ છેડા પર પહોંચી ચુકયો છું. આપ કોઈ વાતની ફીકર કરશો નહી ખુદા ચાહશે તો ઝુબેદા ઘણીજ જલ્દી આપણને મળશે. જરૂર પડતાં મદદ માટે લખીશ. વધુ વાર થોભવું પડશે નહી. આશા છે કે વધુમાં વધુ ચાર દિવસ બસ થશે. હાલ એજ. બી. બર્ક.

હુસેનના આનંદનો પાર ન હતો. બર્કના પત્રે તેને લગભગ ફતેહમંદીની આશાઓ દેખાડી હતી. છતાં તે શંકા દુર કરવા માટે ગાઝી પ્રત્યે બોલ્યો.

"બર્કના લખાણ માટે તમારો શો અભિપ્રાય છે?"

"અભિપ્રાય શો? કોઇ પણ વાતની તેને સંપૂર્ણ ખાત્રી થયા વગર તે કોઇને પોતાનો વિચાર જણાવતો નથી. તેણે સંપૂર્ણ પત્તો કાઢીનેજ કાગળ લખ્યો છે. તેની ખાત્રી એ પરથીજ થાય છે કે જયાં સુધી તે કોઇ ચોક્કસ નીર્ણય પર આવ્યો નહી ત્યાં સુધી તેણે આપણા સુદાંને કાગળ લખ્યો નહી. તેમજ પોતાના ઠેકાણાની એ ખબર આપી નહી."

"ત્યારે તો હવે નક્કીજ કે મારી ઝુબેદા ચાર નહી ને આઠ દિવસમાંએ મને જરૂર મળી જશે."

"આઠ દીવસ કેમ ? ચારજ દીવસ. બર્ક પોતાની ધારણાની છેલ્લીમાં છેલ્લી મુદ્દત લોકોને જણાવે છે..........હા પણ સર્વ કામમાં ખુદાની મરજી હોવી જોઇએ, ખુદા ન કરે ને કોઇ એવી અડચણ ઉત્પન્ન થઇ જાય અને રચેલી બાજી ધુળધાણી થઇ જાય. કારણ જે શખ્સ પર આપણો બર્ક વહેમાયો છે તે ઘણોજ ચાલાક છે."

"એમ કે."

આટલુંજ કહી હુસેને નિરાશાનો એક ઉંડો શ્વાસ ખેંચ્યો અને શાંત થઇ ગયો.

થોડી વાર આમતેમની વાતો કર્યા બાદ હુસેનબેગ રજા લઇ પોતાને મકાને આવ્યો. અને ગાઝી સીગરેટ સળગાવી સામેના ટેબલ પર પગો લાંબા કરી વિચારોમાં પડી ગયો.



# પ્રકરણ ૨ જું.

## "ગુપ્તનો માર્ગ."




ચકુ આપણે ગયા ભાગમાં જોઇ આવ્યા કે કાસીમખાને એક પોસ્ટમેનને પોતાને ત્યાં નોકરીએ રાખ્યો હતો. જેનું નામ રફીક અમે જણાવી ચુકયા છીએ.

આ રફીક કાસિમખાનના બંગલામાં

રહેતા, તમામ ગોઠીઆઓ કરતા વધારે મળતીયા સ્વભાવનો અને વાતોડીઓ હતો. અને એજ કારણ હતું કે આજને આજમાંજ સઘળા સાથે મિત્રો માફક વાતચીત કરતો થઇ ગયો. બપોરેજ તે નોકરીમાં રહ્યો હતો પણ સાંજ સુધી તે જાણે ત્યાંનોજ કોઇ જુનો માણુસ હોય તેમ જણાવા લાગ્યો.

કરીમ અને મોહંમદે પણ તેને ભોળો અને થોડો ઘણો મુર્ખ જોઇ ખુલ્લો વલણ ધારણ કર્યો અને કોઇપણ જાતની અજાણુતા રાખ્યા વગર ખુલ્લા દીલે તેની સાથે વાતો કરવા લાગ્યા.

રાત થઇ ચુકી હતી કરીમ અને મોહંમદ પોતાની ગંભીરવૃતી છોડી રફીક સાથે તેને અધો ગાંડો સમજી હસી હસીને વાતો કરી રહ્યા હતા.

રફીક આટલો વાતોડીઓ અને હસમુખ હોવા છતાં કદી કદી ઘણોજ ગંભીર અને ઉંડા વિચારોમાં પડી ગયો હોય તેમ માલમ પડતો.

અને તેનું કારણ પણ ફકત એટલુંજ હતું, કે તેને કાસિમે કરાવેલી જીવલેણ શરત વારંવાર સાંભરી આવતી અને ને વિચારમાં પડી જતો કે "અહીં એવી કઇ ખાનગી વાતો થતી હશે ? કે જેનો એક શબ્દ પણ બહાર જવાથી કાસિમખાન મને ઠાર કરી દેવાની ધમકી આપે છે."

વારંવાર રફીકને આમ એકાએક વિચારમગ્ન થઇ જતો

જોઇ મોહમંદે સાદાઇથી પુછ્યું.

"કેમ રફીક તમે કેમ વારંવાર શાંત થઇ જાઓ છો અને ઘણુંજ ઉંડા વિચારમાં પડી જાઓ છો ?"

"મને એ વિચાર આવે છે" રફીકે વાત ફેરવી કહ્યું." કે શેઠે મારા જેવા એક સાધારણ માણસને આટલો ભારે પગાર આપી કયા કામ માટે રોકયો હશે. હજુ સુધી મને કોઇ આજ્ઞા તો કરવામાં આવીજ નથી."

"ઓહ" મોહમંદે હસીને કહ્યું "એ તો તકદીરની વાત છે સઘળા દીવસો એકજ સરખા જતાં નથી. આજથી તમારા નસીબે પાસું ફેરવ્યું છે. જો કે કાલે તમને ગુફાનું કામ સોંપવામાં આવશે. તોએ તે એટલું ભારે તો નથીજ."

"હેં ગુફાનું કામ ? (ગભરાઈને) અને તે ભારે નથી ? શેઠ કહેતા હતા કે તમને બેસીજ રહેવાનું કામ છે ?"

હા. ભઇ હા. ગુફાનું એ કંઇ પત્થર ફોડવાનું કામ નથી. તમે ઉંધું સમજ્યા."

ત્યારે ગુફાનું કામ બીજું કેવું હોય છે ?"

"હું જે ગુફાની વાત કરૂં છું. તે ફકત એકજ છે અને તે અમારી માલીકીની છે. જેમાં અમારા કેટલાક કેદીઓ પૂરવામાં આવે છે. અને તે કેદીઓ પર નજર રાખવા માટે તમને નક્કી કર્યો છે."

("આનંદની બેપરવાઈ દર્શાવતા) ઓહ હું તો સમજ્યો

કે શેઠનો ગુપ્તાઓ ફોડવાનો કંટ્રાક્ટ હશે. અને તેઓએ મને તેજ માટે રાખ્યો હશે."

("હસીને મશ્કરી કરતાં) જાઓ યાર જાઓ તમારામાં એટલીએ અક્કલ નથી. કે શેઠ કોઇ કંટ્રાકટર હોત તો મોતની ધમકી શા માટે આપત ? શેઠના કામો ઘણાં ભેદી છે."

"તો (ભોળાપણુથી) હાલમાં તે ગુફામાં કોઇ છે ?"

"હા છે."

"કોણુ ?"

"તે કહેતા પૂર્વે મને ફરી યાદ અપાવવું પડશે કે અહીંની એક વાત પણુ બહાર જતા ગુન્હેગારને મોતની સજા કરવામાં આવે છે."

"તમે ખાત્રી રાખો (જરા ડાહ્યા થતા) શું મને મારા બાળબચ્ચાની ફીકર નથી ?"

"તો ઠીક....સાંભળો ત્યારે. અત્યારે ત્યાં એક સ્ત્રી છે. પણુ કોઇ કોઇ વખતે ત્યાં ચાર ચાર અને પાંચ પાંચ માણસો પૂરવામાં આવે છે. તેઓ પર તમનેજ દેખરેખ રાખવાની છે. તમને કાલેજ શેઠ તે ગુપ્તામાં લઇ જનાર છે. અમને એક માણુસની સખત જરૂર હતી. સારા નસીબે તમેજ આવી ગયા.........."

મોહંમદ એકાએક શાંત થયો સઘળા બારણા તરફ જોવા લાગ્યા ધીમેથી કાસિમખાન બારણું ખોલી અંદર

દાખલ થયો, અને પાસે આવતાજ કરીમને પુછયું.

"કેમ તમે લોકો ત્યાં જઇ આવ્યા ?"

"હાજી પણ ત્યાં બકું નામનો કોઇએ માણસ ઉતર્યો નથી."

"હોટલવાળાને પુછવું હતું ને ? કે તમારે ત્યાં કોઇ આદાનનો મુસાફર આજકાલમાં આવી ઉતર્યો છે ?"

"હા એ પણ પુછયું પણ તેણે જણાવ્યું કે હું કોઇને એ વત કહી પુછતોજ નથી."

"વખતે નામ ફેરવી નાખ્યો હોય ? તારીખના ખાનામાં જોયું ?"

"હા તેમાંએ જોયું પણ કમનસીબે આજની તારીખમાં ચાર પાંચ મુસાફરો ઉતર્યા છે,"

"વારૂં હશે. બીજે કયાંક દેખાયો હતો ?"

"ના"

"વારૂં આમ આવ."

એટલું કહી કાસીમ કરીમને બાજુના ઓરડામાં લઇ ગયો અને પૂછયું.

"આ રફીકને તપાસ્યો કેવો માણસ છે કોઇ ભેદી તો નથીને ?"

"ના ના ઘણોજ ભોળો અને સાદો માણસ છે. આપણી લાઇનથી તો તે છેકજ અજાણ લાગે છે. કસોટી માટે

હૉટલના માલેકને પુછવા માટે પહેલા એનેજ મોકલ્યો હતો. પણ સઘળી હકીકત તેણે ખરેખરી આવી જણાવી."

"તેની ખાત્રી શું ?"

"અમે પહેલા તેને જણાવ્યું હતું કે અમે તે હૉટલવાલા પાસે જઇજ શકતા નથી. તેના અમારા પર રૂપીઆ નીકળે છે. છતાં તેણે ખરી બીના અમને જણાવી."

"પણ તેણે ખરીજ બીના તમને જણાવી તેની ખાત્રી શી ?"

"તેજ તો હું કહું છું કે તે ખબર લઇ આવ્યો ત્યાર બાદ મોહંમદ ખાલી ખાત્રી મને કહ્યું કે "ચાલ ચાલ આપણેજ તપાસ કરી આવીએ હોટલવાળો પેસા માંગશે તો એક વાયદો વધારે કરીશું. એમ કહી અમે ફરી જઇ ત્યાં તપાસ કરી આવ્યા તો, રફીકે વર્ણવ્યા મુજબજ બોર્ડમાં હતું."

"ત્યારે હવે રફીક તરફથી બીવા જેવું કંઇ નથી. તેને સઘળી સમજણ પાડી દેજે સ'વારથી ઝુબેદા પર દેખરેખ રાખવા માટે તેનેજ મોકલીશું."

આટલી વાતો બાદ કાસિમ તેજ રૂમમાં મુકેલા પોતાના પલંગ પર આડો પડયો અને કરીમ બહાર આવી પોતાના બીજા સાથીઓને સુવાની આજ્ઞા કરી ખુણામાં મુકેલા એક કોચ પર જઇ સુતો.

* * * *

સવાર થતાંજ રોજના નિયમ પ્રમાણે દાતણ પાણી કરી સઘળા જમવા બેઠા. પણ કાસિમખાનની એક ટેવ તરફ રફીકને ઘણો આશ્ચર્ય થયો. નાસ્તો કરી પરવાર્યા બાદ તેણે ધીમેથી ધીમેથી કરીમને પુછયું.

"આપણા શેઠ વાસી મોઢેજ નાસ્તો લે છે કે ?"

"હા ચુપ રહો એ ખાનગી વાત છે. તેનું કારણ છે."

ખાનગી સાંભળતાંજ રફીક ચુપ થઇ ગયો. થોડી વાર બાદ કાસિમે ઉભા થઇ રફીક પ્રત્યે કહ્યું.

"આવો રફીક તમને તમારૂં કામ સોંપું છું, યાદ રાખજો એક પણ વાત બહાર જતા જીવ જશે."

આટલું કહી કાસિમ રફીકને લઇ પોતાના સુવામાં ઓરડામાં ગયો. જ્યાં ગયા પછી તેણે પોતાના પલંગને બસેકા નીચે પાથરેલા ગાલિચાનો એક છેડો ઉંચક્યો. છેડો ઉંચકતાજ લાકડાની ભોંયમાં એક ત્રણેક ઈંચનું ગોળ કાણું માલમ પડયું. કાસિમે બાજુએ મુકેલી એક લાકડી તે કાણામાં ઘાલી જોરથી ધક્કો માર્યો. ધક્કો મારતાજ જાણે કોઇ નીચે લોખંડની કળ છટકી હોય તેમ અવાજ થયો. અને એક ચોરસ બારણું નિચલી તરફ ઉઘડી ગયું.

રફીક આશ્ચર્યથી આ સઘળું જોઇ રહ્યો હતો. કાસિમે વાંકા વળી અંદરથી એક નાની નીસરણી ઉપર ખેંચી બરાબર ગોઠવી રફીક પ્રત્યે કહ્યું.

"જુઓ આ નીસરણી પરથી નીચે ઉતરી સર્વથી પહેલાં નીસરણીને બાજુએ મુકી દેવું. ત્યારબાદ બારણાને ઝટકા સાથે બંધ કરવાથી તે ચાંપમાં (કળમાં) ભેરવાઇ જશે. બારણું સંભાળથી બંધ કર્યા બાદ આ રસ્તો દેખાય છે. ત્યાં ચાલવા માંડવું. આ રસ્તો લગભગ એક માઇલ જેટલો લાંબો છે. તેમજ એક મોટી ગુફામાં જાય છે. જ્યાં જઇ તમારે ત્યાં કેદ પુરેલા માણસોને ખાવાનું પહોંચાડવું તે સિવાય દીવસમાં એક બે વખત ખાલી ફેરા પણ મારી તેઓ નાસવા માટે કોઇ માર્ગ ન બનાવતા હોય તે બારીકીથી તપાસી આવવું. હાલ એવી કોઇ જરૂર નથી કારણ કે હાલમાં ત્યાં ફક્ત એક સ્ત્રીજ છે. અને તે ઘણી ગરીબ છે. એટલે ખાલી ફેરા મારવાની કોઇ જરૂર નથી ફક્ત જમણુજ પહોંચાડી આવજો."

"હા આગળ સાંભળો" કાસિમે સંપૂર્ણ સુચના આપતા કહ્યું. "વળતી વખતે બારણું ખોલવા માટે, આપણે આ ઉપરના કાણામાંથી જે હાથાને લાકડી વડે ધકેલીએ છીએ તે હાથાને જોરથી ખેંચજો, એટલે બારણું ઉઘડી જશે. બાદ સીડી ગોઠવી ઉપર આવી, વાંકા વળી સીડીને તેની જગ્યા પર ગોઠવી બારણાને જોસબંધ ઉપર ખેંચજો એટલે તે પૂરી ભેરવાઇ જશે. આટલું થયા પછી ગાલીચાને સંભાળપૂર્વક પાથરીને બહાર આવવું. હા પણ આ પલંગને

ખસેડવાની કંઇ જરૂર નથી. એ તો મેં તમને સઘળું બરાબર દેખાડવા માટે ખસેડયું હતું. તમારે તો પલંગ ખસેડયા વગરજ સઘળું કરવાનું છે. અને તેમ કરવામાં તમને કશી જાતની અડચણ નડશે નહી. કારણ કે પલંગ જરૂર જેટલું ઉંચું છે."

આ છુપી દ્વાર જોઇ રફીક તો છક્કજ થઇ ગયો. કાસિમે તેના હાથમાં નાસ્તાની થાલી આપી કહ્યું "લ્યો આ નાસ્તો ત્યાં બેઠેલી બાઇને કરાવી સંભાળથી પાછા આવો."

રફીક સંભાળપૂર્વક અંદર ઉતર્યો અને કાસિમે સુચવ્યા પ્રમાણે બારણું બંધ કરી ગુફા તરફ ગયો અને કાસિમ દીવાનખંડમાં જ્યાં મોહંમદ અને કરીમ બેઠા હતા આવ્યો.



# પ્રકરણ ૩ જું.

## "આશાનું એક ચિન્હ."




સિમખાનની તે અંધારી એકાંત ગુફામાં બાપડી જુબેદાનો ઈશ્વર શિવાય કોઇએ સાથી નહતો. દુઃખથી કકળતી, રડતી, ટળવળતી, બૂમો પાડતી અને બે ભાન થઇ જતી. તે સારી રીતે જાણતી હતી કે સઘળો દોષ તેના પિતાનો હતો. અને આ સઘળી મુસીબતનું મૂળ કારણ પણ તેજ હતો. જો

તેણે અનવર પર ખોટી આળ ન મુકી હોત. તો તે કદીએ ઘર છોડીને જાત નહી. અને જો તે ઘર છોડીને જાત નહી, તો કદીએ કોઇ બદમાશની તેને ઉપાડી જવાની હીંમ્મત થાત નહી. થનારૂં થઇ ગયું. હવે શું? શેતાન યાકુબખાનના પંજામાંથી છુટવું, મુશ્કેલ હતું. ગઇ કાલ સુધી તો તેને કંઇએ છુટવાની આશા હતી. કારણકે તે સમજતી હતી. કે કાસિમખાન જેવા બદમાશને અનવર પી જાય એવો છે. અનવરને ખબર પડતાંજ તે તેને શોધવા માટે આકાશ પાતળ એક કરી નાખશે. પણ હાય હવે તે સઘળી આશાઓ નાશ પામી ગઇ હતી. કારણ કે યાકુબ ખાનની ઘણી વાતો તેણે સાંભળી હતી અને તેના ભયંકર કાર્યકર્મોથી તે સારી પેઠે જાણીતી હતી. ગઇ કાલ સુધી તે પોતાને પકડી લાવનાર વ્યક્તિ તરીકે કાસિમને માનતી હતી. પણ અત્યારે તેની તે માન્યતા ખોટી પડી અને તેને પકડી લાવનાર મુખ્ય માણસ યાકુબ નીકળ્યો. તે એ વિચારમાં હતી કે યાકુબખાનનો સાથી કાસિમખાન તેના મકાને કેવી રીતે આવી શકયો અને કઇ તરકીબે તેના રૂમમાં દાખલ થઇ પોતાને ઉંચકી લાવવા પામ્યો હશે? વઝીર બેગ માટે તેને તલમાત્રે શંકા નહતી. અલબત અનવરના વહેમ ખાતર તે કોઇ કોઇ વખત નઝીર માટે વિચાર કરતી પણ તે તેને અશકય લાગતું. કારણ કે નઝીર બનાવવાળી રાત્રીએ તેના પિતાના ઓરડામાંજ

સુતો હતો. એટલે તેના હાથે તે કામ થવું અસંભવિત હતું.

ગમે તે હો પણ અત્યારે ઝુબેદાએ નક્કી માની લીધું કે આ કામમાં નઝીરનો બિલકુલ હાથ નથી. અને યાકુબખાનની ટોળી સાથે તેને કોઇ સંબંધ નથી.

કેદ પકડાયાને હજુ પુરાં ચાર દીવસ પણ થયાં નહતાં પણ ઝુબેદાને તે ચાર વર્ષો સમાન લાગ્યા. દુઃખના લાંબા દીવસો કેમે કરીને કપાતા નહી. યાકુબખાનને જોયા પછીતો તે વધારે દુઃખી થઇ ગઇ. કારણ તેને માટે સઘળા રસ્તા બંધ થઇ ગયા હતા. યાકુબ જેવા ભયંકર માણસના પંજામાંથી છુટવું, પુર્વનો સુર્ય પશ્ચિમમાં ઉગવા જેટલું અસંભવિત હતું. બીજી તરફ તેની ઇચ્છાને આધિન થવું એ પણ બની શકે તેમ નહતું. જેથી અત્યારે તે અંતઃકરણ પૂર્વક મોતને ભેટવા તત્પર હતી.

હવે મોત માટે પણ યાકુબે તેને ખાત્રી આપાવી હતી. કે "હું તને એકદમ મારીશ નહી. પણ અનેક જાતના ત્રાસદાયક દુઃખો આપી તને બદસુરત કરી છોડી મુકીશ." જેથી તે વધુ નિરાશ અને કાયર થતી. આપઘાત કરવાના અનેક પ્રયત્નો તે કરતી પણ વ્યર્થ. યાકુબે એકે ચિજ ત્યાં એવી છોડી નહતી કે જે વડે ઝુબેદા આપઘાત કરી શકે. લાચાર થઇ ઇશ્વર પાસે યાચનાઓ કરતી કે "હે ખુદા મને યાકુબની ઇચ્છાઓને આધિન થતાં પહેલાં મોત આપજે, અને જ્યારે

મારૂં દુઃખી આત્મા આ શરીર ત્યાગ કરે તે પૂરે મારૂં હૃદય અનવરનું નામ પોકારી પોતાની ચાલ બંધ કરે."

જો કે ઝુબેદાની તમામ આશાઓ બિલકુલ નાશ થઇ ચુકી હતી. તો પણ ગઇ કાલે જ્યારે રફીક બે ત્રણ વખત તેનું જમણ લઇને આવ્યો ત્યારે તેની નિરાશાઓના વાદળાઓમાં આશાનો એક ઝાંખો સૂર્ય પ્રકાશ્યો. એટલે તે રફીકની વર્તણુક પરથી સારી રીતે સમજી શકી હતી. કે "આ નવા પુરૂષને મારા પર દયા ઉપજી છે. અને તે બે ત્રણ વખત મને કંઇ કહેતા કહેતા અચકાઇ ગયો છે." બલ્કે એકાદ વખત તો ઝુબેદા ચોકખી રીતે દેખી શકી કે રફીકનું હૃદય એકદમ દયાથી ઉભરાઇ આવ્યું છે. અને તે કંઇ કહેવા માટે ઘણો આતુર છે પણ કોણ જાણે કઇ બીકથી અને કોના ધાકથી તે તેમ કરી શકતો નથી."

ગમે તે હો પણ અત્યારે એટલું નક્કી કરવું પડશે કે રફીકના આવ્યા પછી ઝુબેદાના હૃદયમાં છુટકારાની મંદ મંદ છાયાઓ પ્રગટી નીકળી હતી.

કેદમાં ઝુબેદાનો આજે ચોથો દીવસ શરૂ થયો હતો પણ તેની મુખાકૃતી એટલી બધી બગડી ગઇ હતી કે જાણે તે ચાર વરસની બીમાર છે. આંખોમાં ડોળાં ઉંડાણ સુધી ઉતરી ગયાં હતાં. ચ્હેરાની રોનક ફીકાશ મારી ગઇ હતી. જખ્મી આંગળી, કે જે તેણે અનવરનો પત્ર મળ્યા બાદ તેની

વિયોગતા ન સહન થવાથી કરડી ખાધી હતી, તેમાં વેદના વધી રહી હતી. હૃદયના ધબકારા સાથે તેમાં પણ દર્દ જોર કરી રહ્યું હતું.

એકદમ કાયર થઇ ઉભી થઇ ગઇ, આપઘાત કરવાના મકકમ ઇરાદા પર આવી જઇ આમ તેમ જોવા લાગી, કંઇ જણાયું નહી. ખુણામાં પડેલા એક પત્થર પર નજર પડી, તરત ત્યાં દોડી ગઇ અને માથું અફાળવા લાગી.

આખર કરો તો સ્ત્રી જાત. કયાં સુધી હીમ્મત ચાલે ? અને એકવાર હીંમતએ ચાલે પણ સહન કયાંસુધી થાય ફકત બેજ ટકકરો પત્થર સાથે માર્યા કે માથું સુન્ન પડી ગયું, બેભાન થઈ ભોંયપર પડી.

દસ મીનિટ બાદ ભાન આવ્યું, તો તેને ભાસ શું થાય છે કે જાણે કોઇ પુરૂષ તેનું માથું પોતાના ખોળામાં રાખી ધીમે ધીમે હવા નાખી રહ્યો છે. સમજી ગઇ કે યાકુબખાન છે એકદમ ક્રોધે ભરાઇ ઝટકા સાથે ઉઠી બેઠી, અને કંઇપણ કહેવા જાય તે અગાઉજ તેની જીભ તાળુએ ચોંટી ગઇ, પાષાણની જડ મૂર્તી માફક સ્થંભિત થઇ ગઇ. ફરી આંખોમાં ઘેન આવવા માંડી, વહેમ ભર્યા શબ્દોમાં ફકત એટલુંજ બોલી પૂનઃ બેભાન થઇ કેઃ-"કોણ વહાલા અનવર" ? ? ?

અનવરે ઝટ બાજુમાં મુકેલા માટલામાંથી થોડું પાણી

તેણી પર છાંટયું થોડી વાર પછી ભાન આવતા તે પહેલા તો તેને વહેમની નજરે એકકી ટસે જોતી રહી અને જ્યારે તેને ખાત્રી થઇ ગઇ, કે સામે બેઠેલી વ્યકિત વેશધારી યાકુબની નથી પણ અનવરનીજ છે. ત્યારે એકદમ હર્ષાવેશમાં તેને ભેટી પડી.

ચાર દીવસ પછી મળેલા આ પ્રેમી જોડાંને ચાર વર્ષ બાદ તેઓ એક બીજાને ભેટયા હોય તેમ ભાસવા લાગ્યું તેઓના મનની આ વખતે શી હાલત હશે તે વર્ણવ્યા કરતા ધારીજ લેવી વધુ બહેતર ગણાશે.

કેટલીક પળો તેઓ એવીજ રીતે એકબીજાને વળગી રહ્યા. થોડીક પળો સુધી બંન્નેથી કંઇજ બોલાયું નહીં. છેવટે ઝુબેદા બોલી.

"સ્વપ્નામાંએ ન જોએલો બનાવ આજે જોયો. શું તમે ફરેખર અનવરજ હો? અને અનવરજ છો તો અહીં કેવી રીતે આવ્યા??"

અનવર—(હસતા) કેમ અનવર માટે આ જગ્યામાં આવવું અશકય છે એમ?

ઝુબેદા—અશકય તો નહી. પણ આ જગા અસંભવીત છે.

અનવર—ગઈ કાલે જમણુ લઇને આવેલા પુરૂષ, "રફીક" ને ઓળખે છે?

ઝુબેદા—(શંકાને મજબુત કરતાં) ઓળખતી તો નથી

પણ તેની હીલચાલ પરથી એટલું સમજી શકી છું કે તે આપણાજ પક્ષનો માણસ છે.

અનવર—આટલુંએ સમજી શકી ખરી ? તે આદાનનો એક બાહોશ ડીટેકટીવ છે, તેનું. ખરૂં નામ ગાઝી છે પણ પિતાશ્રી અને નઝીર બેગ વિગેરેને તેનું નામ બર્ક જણાવવામાં આવ્યું છે અને જે ખરો બર્ક છે. તે ગાઝીના વેષમાં આદાનમાં છે. આ સઘળાનું કારણ એટલુંજ છે કે બર્કને નઝીર અને કાસીમખાન વિગેરે સારી રીતે જાણે છે, કે તે નવોજ નોકરીમાં રહ્યો છે. એટલે જોઈએ તેવો હુશીઆર હશે નહી. ને હતુંએ એમજ. પણ ગાઝી સાથે મારી ઠીક ઓળખાણ હોવાથી મેં તેનેજ આ કામમાં તકલીફ લેવાનો આગ્રહ કરી, બર્કના વેષમાંજ બહાર પડવાનું સમજાવ્યું. અને તેવીજ રીતે હું પણ તેમને છુપી રીતે મદદ કરવા લાગ્યો, ગાઝી નઝીરની પાછળ અને હું ગાઝી પાછળ એમ કરી અમે બંને અહીં સુધી આવ્યા, જો કે મારી તેની અનેક વખત વાતચીત થતી રહેતી, પણ તે ઘણીજ ખાનગી રીતે. અહીં આવ્યાના બીજેજ દિવસે પોસ્ટ માસ્ટરની મદદથી ગાઝીએ પોસ્ટ મેનનો વેષ લીધો, અને કાસિમખાનનાં મકાનમાં નોકર તરીકે દાખલ થયો.”

અનવરનું આ વર્ણન સાંભળી ઝુબેદા કેટલીક પળ માટે શાંત થઇ ગઇ પણ તરત કંઇ યાદ આવતાં બોલી,

"વારૂં વહાલા હવે જલ્દી અહીંથી ચાલ્યા જાઓ. ગાઝી કયાં છે?"

અનવર—ગાઝી તો બારણા પર ઉભો છે. પણ તું કેમ જલ્દી જવાનું કહે છે?? કાસિમખાન અત્યારે આવે એમ નથી તે બજારમાં ગયો છે.

ઝુબેદા—કાસિમ માટે બીક નથી, પણ પેલો યાકુબ વધારે...

"હેં યાકુબ........???" અનવરે એકદમ ખુશ થતાં કહ્યું ત્યારે હું ટર્કીના મહાન બારવટીયા યાકુબખાનની ગુફામાં આવી પહોંચ્યો છું એમ?"

'હા વહાલા, આ તેજ દુષ્ટની ગુફા છે તમે જલ્દી અહીંથી પલાયન થઇ જાઓ."

"વારૂં જાઉં છું, કાલે તને પણ છોડવી જઇશ."

અનવરની ખુશાલીનો પાર ન હતો. તેને એટલું પણ ભાન ન રહ્યું કે ઝુબેદાને એકાદ ચુંબન લે. આખા એશિયા માઇનરને ધ્રુજાવી મુકેલા બદમાશને પોતાના પંજામાં સપડાવાની આશાએ તેને હર્ષઘેલો બનાવી દીધો, અને તે એકદમ ઝડપથી બહાર નીકળી ગયો. ઝુબેદા બીચારી જોતીજ રહી ગઇ.



# પ્રકરણ ૪ થું.

## "બર્કનો પ્લાન."



પોતાના પ્રવાસનો લગભગ એક ત્રતીયાંશ જેટલો ભાગ વટાવી સુર્ય ધીમે ધીમે આગળ વધી રહ્યો હતો. લોકોના ધંધા રોજગારો હવે સંવાર જેટલા જોસબંધ ચાલુ ન હતા, પણ ઘણાંજ ઘટી જવા પામ્યા હતા, ભાગ્યેજ એકકેક કે બબ્બે ઘરાકો અમુક અમુક દુકાનોએ સોદો લેતા જણાતા હતા. આખું તારસસ શહેર કે જે મુખ્યત્વે બહારગામના વેપારીઓનીજ આવજાને લીધે આબાદ જણાતું અત્યારે શાંત પડી ગયું હતું. હોટલવાળાઓ બપોરના જમણ માટે તૈયારીઓ કરતા માલમ પડી રહ્યા હતા, અને કામકાજમાં ગુંથાઇ રહ્યા હતા.

વધુ કરીને સ્ટેશન તરફ તો શહેર કરતા પણ બમણી શાંતી આ સમયે રહે છે. કોઈ પણ ગાડી આવવાનો અત્યારે ટાઈમ ન હતો. સ્ટેશનની આ બાજુએ આવેલી પેલી હોટલ કે જેમાંથી કાસિમખાન બહાર નીકળ્યો હતો. અને જેની પૂંઠ બર્કે નઝીર સમજી પકડી હતી, જેમાં તેને પાછળથી તે પુરુષ માટે નઝીરનો નોકર હોવાનો વહેમ પડયો હતો.

આ હોટલમાં અત્યારે તેનો માલેક અને બે ત્રણ નોકરો શાંત બેઠા માલમ પડતા હતા. અલબત બહાર ગામના ઉતારૂઓ માટે બાંધેલા રૂમોમાં યાહુદી તેમજ યુરોપિયન વેપારીઓ બેઠા બેઠા પોતાના ધંધા પાણીને લગતી વાતચિત કરી રહ્યા હતા. જેમાંથી છ નંબરના રૂમમાં બેઠેલા ત્રણ શખ્સો આપણી અગત્યના છે.

આ ત્રણ શખ્સોમાંથી જાણે એક તો સર્વ વાતે મુસલમાન જેવો છે. પણ એક કે જેણે પોલિસ ઑફીસરના કપડા પહેરેલા છે. ફકત વાતચીત પરથી યાહુદી હોય એવો ભાસ થતો હતો, કદાચ વાંચક તેને ઓળખતા ન હશે જેથી જણાવવાની અવશ્યકતા છે કે તે તારસસના સી, આઇ, ડી ખાતાનો ઇન્સ્પેકટર આબ્રાહામ છે.

બાકીના બે મુસલમાનો એક વૃદ્ધ ઉમરનો, ફ્રેંચ દાઢીવાળો, કોઈ પ્રતિષ્ઠીત પૈસાદાર હોય એમ તેના પોષાક પરથી જણાઇ રહ્યો હતો. જ્યારે બીજો આધેડ વયનો સાધારણ સ્થિતીના દેખાવવાળો હતો.

આ ત્રણે પુરૂષો અહીં બેઠા બેઠા ઘણેજ ધીમે સ્વરે કંઇ વાતો કરી રહ્યા હતા, એકાએક આબ્રાહામ પોતાની જગ્યા પરથી ઉઠી બારણા બહાર ગયો. અને આમ તેમ જોઇ, પૂનઃ અંદર આવી બેઠેલાઓ પ્રત્યે બોલ્યો.

"હવે શાંત થઇ જાઓ, આપણા ગુન્હેગારનો આવ-

વાનો સમય થઇ ચુકયો છે."

સઘળા શાંત થઇ ગયા આબ્રાહામે હૉટલના નોકરને બોલાવી કહ્યું.

"આ બારણું બંધજ રહેવા દે, અને કોઇ આવીને પુછે, કે અંદર કોઈ છે? તો કહેજે કે કોઇ નથી. અમે અંદર બેઠા છીએ છેવટ સુધી કોઇને જણાવતો નહી."

નોકર "બહુ સારૂં" કહી ત્યાંથી બહાર નીકળી ગયો. ત્રણે શાંત રીતે ગુન્હેગારની આવવાની વાટ જોવા લાગ્યા,

થોડીવારની શાંતી બાદ આબ્રાહામે પેલા આધેડ ઉમ્મરના પુરૂષ પ્રત્યે કહ્યું.

"કેમ મી. ગાઝી હજુ આપણો ગુન્હેગાર આવ્યો નથી, મી. બર્કે મને જણાવ્યું હતું કે તે બપોરની ગાડીમાં આહાન જનાર છે. બર્કનો પલાન તો કદાચ તે જાણી ગયો નહોય!"

"ના તેમ થવું અશકય છે. બર્કે સઘળું કામ ચીઠ્ઠી દ્વારા કર્યું છે. એટલે કોઇને વહેમ શુદ્ધાંએ જાય એ અસંભવીત છે. કદાચ ગુન્હેગાર લેટ થયો હશે."

"વેલ, મી. હુસેન બેગ." આબ્રાહામે વૃદ્ધ જેવા દેખાતા પુરૂપ પ્રત્યે કહ્યું. "તમારે બર્કની સુચના મુજબ ગુન્હેગાર રૂમ નં. ૫, માં એટલે બાજુના રૂમમાં દાખલ થાય ત્યાર પછી બહાર નીકળી ઉભા રહેવાનું છે. અને ગુન્હેગારના બહાર નીકળતાજ અમને ઇશારો કરવાનો છે."

હુસેન—પણ હું ગુન્હેગ.રને કયાં ઓળખું છું ?

આબ્રાહામ—બર્કે લખ્યું છે કે તમે તેને ઘણીજ સારી પેઠે ઓળખો છો.

"હું......ગુન્હેગારને સારી..........!"

હુસેન ગુંચવાઈને આગળ સવાલ કરવાજ જતો હતો કે બહાર કોઇના પગલાં સંભળાયાં અને અબ્રાહામે તેને એકદમ હાથના ઇશારે રોકી દીધો.

તરત બાજુના રૂમનું બારણું ખોલવામા આવ્યું હોય તેવો અવાજ થયો, અને હવે પેલા પગલાનો અવાજ બાજુના રૂમમાં પ્રવેશ્યો.

સુચના મુજબ તરત હુસેન બહાર નીકળી ઉભો.

અહીં આટલું જણાવવાની ખાસ જરૂર છે કે આપણા બાહોશ ડીટેકટીવે આ સઘળી તૈયારીઓ ઘણીજ ભેદ ભરી રીતે કરી હતી. હુસેનબેગના આશ્ચર્યનો પાર નહતો. તે પળે પળે વધુને વધુ ગુંચવણમાં પડી રહ્યો હતો તાર-સસના ઇન્સપેકટર આબ્રાહામને બર્કે ફકત એટલું જણાવ્યું હતું કે "તમે તમારા બે છુપી પોલીસોને છુપા વેષમાં લાવી સ્ટેશનની હૉટલ બહાર ઉભા રાખી, તમે રૂમ નં ૬ માં આદાનના સી. આઇ. ડી. ઇન્સ્પેકટર મી. ગાઝી એક વૃદ્ધ સાથે તમારી રાહ જોતા બેઠા હશે તેઓને જઇ મળજો."

જેથી આબ્રાહામ પોતે પણ બર્કનો સંપૂર્ણ પ્લાન

જાણતો નહતો. જ્યારે ગાઝીને સઘળી હકીકત જાણીતી હતી. થોડી ઘણી તે પોતાની અકકલથી કળી શકયો હતો. અને થોડી ઘણી બર્કે તેને ચીઠ્ઠી દ્વારા જણાવી હતી. જેમાં આહાન આવવા માટેની પણ સઘળી સુચના એટલે કયા દીવસે, કયા સમયે, અને કઈ જગ્યાએ આવી થોભવાનું વિગેરે સવીસ્તર જણાવ્યું હતું. સાથે સાથે ખાસ તાકીદ કરી "હુસેન બેગ" ને પોતાની સાથે લાવવાનું તેમજ નઝીરબેગનું નામ તેનાથી છુપું રાખવાનું જણાવ્યું હતુ. નઝીરનું નામ છુપું રાખવાનુંએ મુખ્ય કારણ એ હતું કે રખેને બાજી બગડી જાય નઝીરબેગનો રીવાજ હતો કે તે પોતાનો કાસિમખાનનો વેષ આ હોટલમાં આવી બદલી નાખતો અને ત્યાંથી નઝીર બેગનો વેષ ધારણ કરી આહાન જતો, તેમજ પોતાના રૂમમાં દાખલ થયા પૂર્વે આજુબાજુના રૂમો માટે જોઈતી તપાસ કરી લેતો. પણ આજે કુદરતી રીતે લેટ થવાના કારણ તેમ કરી શકયો નહી અને લાગ-લોજ રૂમ નં. ૫, માં દાખલ થઈ કાસિમખાનનો વેષ કાઢીનાખી, ખાસો નઝીરબેગ બની બહાર નીકળ્યો

જેવોજ તે બહાર નીકળ્યો કે હુસેનથી આશ્ચર્યપૂર્વક બોલાઈ જવાયું "કોણ નઝીર..........."

પણ તરતજ નઝીરે એક છલાંગ મારી હુસેનના મકસ્તમાં એવી જોરથી એક મુકકો લગાવ્યો કે તે લમ્મર ખાઈ ભોંય પર પડયો.

તરત નઝીર બારણા તરફ નાઠો પણ લાગલાજ બહારથી બે માણસો પિસ્તોલ લઇ તેની તરફ ધસી આવ્યા. આ બાજુ અંદરથી ગાઝી અને આબ્રાહીમ આગળ વધી તેને ઘેરી લીધો.

હુસેનબેગ જમીનપર પડયો પડયો અચરજથી આ સઘળું જોઇ રહ્યો હતો. નઝીરને ઇરેકલીને બલે તારસસમાં જોઇ અને તે પણ ગુન્હેગારનીજ જગ્યાએ જોઇ તેના આશ્ચર્યની સીમા રહી નહોતી. આબ્રાહામે તરત આગળ વધી તેને ઉભો કર્યો સઘળા તે તરફ જોવા લાગ્યા, જે તકનો લાભ લઇ નઝીરે પૂરી એક છેલ્લો પ્રયત્ન કર્યો અને યાહોમ બારણા આગળ ઉભેલા પોલિસો તરફ ધસ્યો પણ..........પણ તરતજ ગાઝીએ વિખરાએલા સિંહ માફક છલાંગ મારી તેના પગમાં એક એવી જોરથી લાત મારી કે તે ઉછળીને એટલી જોરથી ભોંય પર ઉંધો જઇ પડયો કે કપાળ ફુટી ગયું.

ફકત બેજ પળમાં આ સઘળો બનાવ બની ગયો. તેમ છતાં જો ગાઝી જરાએ મોડો થઇ જાત તો તરત પેલા પોલિસો તેને પિસ્તોલ મારી દેત અને તે ઠાર થઇ જાત.

હુસેને પહેલ વહેલી વખતે જયારે નઝીરને રૂમ નં. ૫, માંથી નીકળતો જોયો ત્યારે પણ તેને સંપૂર્ણ ખાત્રી ન હતી. અને તેથીજ તે અંદર બેઠેલા ગાઝી અને આબ્રહા-મને ઇશારો કરતા પહેલા અચંબાથી બોલી ઉઠયો. " કોણ

નઝીર ?" પણ જ્યારે માથામાં મુક્કો પડયો ત્યારે તેને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ, કે નઝીર ખરેખરજ બદમાશ હતો. નઝીરે આમ અચાનક રીતે તેને આટલી બધી દોસ્તી હોવા છતાં હુમલો કેમ કર્યો હશે, તેનું કારણ એ શિવાય બીજું શું હોઇ શકે કે તે હુસેનને આ અસંભવીત જગામાં અને આવી અચાનક રીતે આવેલો જોઇ કળી ગયો. અને આવી બનેલું ધારી છટકવાનો છેલ્લો પ્રયત્ન કર્યો.

ગમે તેમ હો પણ અત્યારે નઝીર હુસેનના હાથમાં સપડાઇ ચુકયો હતો. હુસેન તેને ગુસ્સાની દૃષ્ટિએ જોઈ વારવાર કહી રહ્યો હતો, "બદમાશ પેટમાં, ઘુસીને જાળ પાથરી કેમ ?"

નઝીર શાંત રીતે નીચે ડોકું કરી ઉભો હતો આબ્રા-હામની આજ્ઞાથી તેને હાથકડીઓ પહેરાવવામાં આવી તેમજ થાણામાં મોકલી દેવામાં આવ્યો.

બદમાશ નઝીરને થાણામાં મોકલ્યા બાદ હુસેને હોટલવાળા નોકરને ત્રણ કપ કાફીનો ઓર્ડર આપ્યો અને ત્રણે ફરી તે રૂમમાં જઇ બેઠા.

થોડીવારમાં નોકરે કૉફીના કપો લાવી ટેબલ પર મૂક્યા. અબ્રાહામે કપ હાથમાં લેતા બાકી પ્રત્યે કહ્યું.

"ચાલો મૂખ્ય બદમાશ તો પકડાઇ ગયો હવે કોણ કોણ બાકી છે ?"

આ સવાલપર ગાઝીને, બર્કે મોકલેલા કાગળને ફરી એકવાર કાઢી વાંચી જવાની ફરજ પડી જે તે મનમાં ખાનગી રીતે વાંચી ગયો. તે પત્રની અગત્યની લીટીઓ આ પ્રમાણેની હતી:—

...........નઝીર અને કાસિમ બન્ને એકજ માણસ છે. એમ કોઇને ન જણાવતા છેવટ સુધી છુપું રાખજો. કારણ કે આપણને અનવર વિષે અત્યારે કાંઈ પણ જણાવવું નથી. માટે "કાસિમખાન બહારગામ ગએલો હોવાથી અનવર તેની પૂઠે પડયો છે." એમ જણાવજો. જેથી આપણા બન્ને હેતુ પોષાશે એક તરફ અનવરએ છુપો રહેશે, અને બીજી તરફ કાસિમએ છુપો રહેશે. યાકુબ માટે કોઇ તમને સવાલજ કરનાર નથી માટે તેનું સમય આવ્યે જોઇ લેવાશે..........

ગાઝીએ ઉપલી લીટીઓ ખાનગી રીતે વાંચી કાગળ ગજવામાં મુકતો બોલ્યો.

"હજુ મુખ્ય બદમાશ બાકી છે. અને તે કાસિમખાન છે."

"ત્યારે કાસિમખાનની બદમાશી માટે પણ જોઇતા પુરાવાઓ તો જોઇશેજ." આબ્રાહામે કહ્યું.

(ગાઝી ઉંધુ સમજાવતા) તે છે. (બીજા સવાલનો જવાબ આપતા) કાસિમ શિવાય તેના બે ત્રણ સાથીઓને પણ પકડવાનું લખ્યું છે.

આબ્રાહામ—ત્યારે તે સઘળા એકી સાથેજ પકડાઇ જશે.

ગાઝી—ના કાસિમને તો અનવર પકડી લાવશે કારણ કે તે બહાર ગામ ગયો છે.

આબ્રાહામ-(જાણતો ન હોવાથી) અનવર કોણ ?

ગાઝી—(હુસેન તરફ આંગળી બતાવી) એમનો પાલક પુત્ર.

આબ્રાહામ—ત્યારે કાસીમ હાલ તારબ્રસમાં નથી ?

ગાઝી—(ટુંકમાં પતાવી) ના, ચાલો હવે આપણને જલ્દી અહીંથી ઉપડી જવું જોઇએ નહીતો પેલા બદમાશો ત્યાંથી છટકી જશે (સવાલ કરતા) તમારા માણસો કયાં છે?

આબ્રાહામ-રસ્તામાંથી લઈ લઇશું.

ત્રણે કૉફી પી ચુકયા હતા એટલે ઉભા થયા અને કાસિમખાનના બંગલા તરફ રવાના થયા. રસ્તામાં થાણું આવતા આબ્રાહામે બે વધારે છુપી પોલીસોને સાથે લઈ લીધા.



# પ્રકરણ ૫ મું.

## "બીજા વધુ ગીરફતાર."



કરીમ, મોહમ્મદ અને રફીક બેઠા બેઠા વાતો કરી રહ્યા હતા. રફીક લાંબા લાંબા ગપાટા હાંકતો. અને તેઓ બંન્નેને ખુશ કરતો. રફીક અને તેઓ વચ્ચે એટલી સારી દોસ્તી બંધાઇ ગઈ હતી. કે જાણે તેઓ વર્ષોના મિત્રો

હોય એમ માલમ પડતું. રફીકના ચ્હેરા પર આજે રોજ કરતા વધુ આનંદ માલમ પડી રહ્યું હતું. અને આજે તે રોજ કરતા વધુ ખુશ જણાઇ રહ્યો હતો. તેની વાતોમાં મોહંમદ અને કરીમનું દીલ પણ એટલું બધુ લાગી ગયું હતું કે તેઓ સઘળા કામ છોડી એક ચીતે તેની વાતો સાંભળી રહ્યા હતા.

એકાએક બારણા પાસે ખખડાટ થયો અને બારણું ઉઘડયું. ત્રણેની નજર બારણા તરફ જતાંજ થંડા થઇ ગયા એકાએક પોલિસની ધાડ આવેલી જોઇ તેઓના હોશ કોશ ઉડી ગયાં. કરીમ અને મોહંમદ કોઇપણ જાતની કોશેષ કરવા જાય તે અગાઉજ અગાઉથી ભારે અવાજમાં કહ્યું.

"એક ડગલું એ આગળ પાછળ થના ઠાર થઇ જશો. (પોલીસો તરફ ફરી) બેડી પહેરાવો આ ત્રણેને."

આ સાંભળી રફીકે સ્મિત કરતા કહ્યું. "સેવક ડીટેકટીવ બર્ક છે."

બર્કનું નામ સાંભળતા ગાઝી દંગ થઇ ગયો. બર્કની ચહેરો બદલવાની અદભુત પદ્ધતિ માટે તેને હદ વિનાનો આશ્ચર્ય થયો. બર્કે અજબજ જાતના વસ્રો ધારણ કર્યા હતા. તથા તેજ અસલ દાઢી અને ખુબસુરત ગૌરવર્ણ રંગપર ફક્ત "મેકઅપ" દ્વારાજ નાક નકશો એવીતો ખુબીથી ફેરવી નાખ્યો હતો કે ગાઝી ડીટેકટીવ હોવા છતાં ડીટેક-

ટીવને ન ઓળખી શક્યો તરત તેણે આશ્ચર્ય સાથે શાબાશી આપતા કહ્યું.

"ખરેજ તમે વેષ બદલવામાં હદની ખુબી રાખો છો !"

બર્કે આનો જવાબ ખાલી હાસ્યમાંજ આપ્યો. હુસેન અને આબ્રાહામ તેને ટીકી ટીકીને જોઈ રહ્યા હતા. બર્કે હસ્તા હસ્તા આબ્રાહામને મશ્કરી કરતા કહ્યું.

"વેલ મી. આબ્રાહામ, હવે પેલો તમારો જાદુગર પણ પકડાય છે, કે જે રસ્તામાંથીજ અદ્ધર ગેબ થઇ જતો હતો."

આબ્રાહામને શાંત રહ્યા વગર છુટકોજ નહતો કારણ હવે તેને બર્કની દરેક ફતેહ માટે નકકી ખાત્રી થઇ ચુકી હતી. કાસિમખાન ગમે તેવો જાદુગર હોય તોએ બર્કના પંજામાંથી છટકી શકતો નથી એમ તે નકકી માનતો થઇ ગયેલો હોવાથી, સ્મિત હાસ્યમાંજ જવાબ વાળ્યો

"તેની જાદુગરી તમારી પાસે કયાં ચાલે એમ છે !"

પોલિસો મોહંમદ અને કરીમને બાંધી ચુકેલા હોવ થી બર્કે આબ્રાહામ પ્રત્યે કહ્યું.

"આ લોકોને થાણા પર મોકલી દો. આપણે ઝુબેદા પાસે જઈએ."

આબ્રાહામે તેઓને થાણામાં લઇ જઇ પુરવાની આજ્ઞા કરતા બન્ને પોલિસો ત્યાંથી રવાના થયા અને બર્ક તે ત્રણેને લઇ બાજુના રૂમમાં ગયો જ્યાં બર્કે કાસિમનો પલંગ ખસેડી ગાલીચા નીચેની ચાંપ છટકાવી બારણું ઉઘાડયું જે જોઇ

સઘળાની અજાયબીનો પાર ન રહ્યો તેમાં આબ્રાહામ તો કંઇ કહીજ શકતો નહતો તે શરમાઇ રહ્યો હતો કે આટ આટલી વખતે આ બંગલાની બારીકમાં બારીક તપાસ કર્યા છતાં આ છુપું બારણું તે કેમ શોધી શકયો નહી?

તેવીજ રીતે હુસેન અને ગાઝીનીએ હાલત હતી બારણુ ઉઘાડયા પછી ચારે જણા અંદર ઉતર્યા અને ભોંયરાનો માર્ગ લીધો.

બિચારો હુસેન તો ઢીંગ જેવો હતો તેની આશ્ચર્યતા એટલી બધી વધી ગઇ હતી કે તે એક શબ્દ પણ બોલી શકયો નહી અને બોલી શકશે એ નહી. "ઝુબેદાનું આદાનથી તારસસમાં હરણુ થઇને આવવું, સદગૃહસ્થ જેવા દેખાતા નઝીરનું દુષ્ટમાં ફેરવાઇ જવું, બર્ક જેવા માણસનું બદમાશોના ઘરમાં જીવના જોખમે દાખલ થવું વિગેરે તેને ડગલે અને પગલે આશ્ચર્ય ઉપજાવી રહ્યા હતા.

ભોંયારામાં રસ્તો માઇલ જેટલો દુર હતો, હુસેનબેગ પોતાની પુત્રીને મળવા માટે એટલો બધો આતુર હતો કે પુછવાની વાત નહી. તેનું વારંવાર સઘળાથી જુદો પડી આગળ વધી જવું સાબેત કરી રહ્યું હતું કે તે ઝુબેદાને સર્વથી પહેલા મળવા માંગે છે.

એકાએક અનવરની યાદ આવતા તેણે બર્કને પુછયું.

"મારો અનવર કયાં છે?"

બર્ક—તે કાસીમખાનને પકડવા માટે કોનિયા ગયો છે.

હુસેન—કેમ કાસીમખાન કોનિયામાં રહે છે એમ ?

બર્ક—કોણ જાણે, ( વાત ઉડાવતા ) તે મને કહી ગયો છે કે કાસીમ કોનિયામાં છે. અને કાલે હું તેને પકડી સીધો તારસસની કોર્ટમાંજ હાજર થઈશ.

"મી. બર્ક" આબ્રાહામે શરૂ કર્યું "મી. બર્ક તમે અત્યાર સુધી અનવરને મારી સાથે કેમ ન મેળવ્યો ?"

બર્ક-તેમાં એક હેતુ હતો અને તે એ કે નઝીર બેગ અનવરને સારી રીતે ઓળખતો હતો. જેથી તેનું મારી સાથે રહેવું. તેને ચેતવવાના કારણ સમાન હતું.

આબ્રાહામ શાંત થયો. થોડીવાર પછી ચ રે જણ ઝુબેદા પાસે આવી પહોચ્યા.



# પ્રકરણ ૬ હું.

## "ઝુબેદાનો છુટકારો."




તાના પિતાને આમ અચાનક રીતે પોલિસો સાથે આવેલા જોઇ, ઝુબેદાની સ્થિતિ આ વખતે જે થઇ હશે. તે સ્હેજ કલ્પના માત્ર પણ દાખવી શકે એમ છે. જેમ નિર વિના તરફડતી, કોઇક માછલીને પાણી આવી મળે છે ત્યારે અને જેમ

નિરાશ થએલા કોઇક મૃગલાને માતા આવી મળે છે. ત્યારે જે ખુશાલી અને હર્ષ તેઓને ઉત્પન્ન થાય છે, તેમ ઝુબેદાને પોતાના પિતાને આવી મળવાથી થયું.

પિતાને જોતાંજ તે કેદ થએલી દુઃખી પુત્રી, હરણી માફક હુસેન તરફ દોડી અને વળગી પડી........

હર્ષાવેશમાં બંન્ને પિતા પુત્રીની જીભ કેટલીક પળો સુધી ઉપડી ન શકી. બંન્નેની છાતી ઉભરાઇ આવી, હુસેનબેગે ગદગદતાં કંઠે કહ્યું.

"બેટા મને માફ કર, આ તમામ દુઃખોનું મુળ કારણ હું પોતેજ છું વગર વિચાર્યે હરામખોર નઝીરના કહેવામાં ફસાઇ મેં અનવર પર ઠપકો ન મૂકયો હોત તો તે કદીએ મને તજી ન જાત અને આવું દુઃખી પરીણામ ન આવવા પામત, પણ શું કરૂં, દુષ્ટ નઝીરે પોતાની ઇમાનદારીની છાપ મારા હૃદય પર એવી પાડી દીધી હતી. કે હું તેની કોઇપણ સલાહનો અનાદર કરી શકતો ન હતો. મને શું ખબર હતી કે એ બદમાશ કાસિમખાનનો ગોઠીઓ છે અને મને અનવર વિરૂદ્ધ ઉશ્કેરવામાં કોઇક છુપો હેતુ રાખે છે."

ને "બાપા" ઝુબેદાએ ઉમેરતા કહ્યું "મારૂ હરણ કરાવવામાં પણ મૂખ્ય હાથ તેનોજ છે મને બદમાશોના હાથમાં સોંપનાર પણ એજ દુષ્ટ હતો બલકે મને તો લાગે છે કે તે રાત્રે આપણા મકાનમાં વેપારને બહાને રહી જવામાંએ તેનો એજ હેતુ હોવો જોઇએ.

બર્ક-(વચ્ચેથી) હુસ્તો એજ બદમાશે અંદરથી બારણા ખોલી તેના ગોઠીઆઓને અંદર દાખલ કરવેલા.

હુસેન-(ગુંચવાઈ) ત્યારે કાસિમખાન કોણ ?

બર્ક-( ટુંકમાં ) તે કાલે જણાશે.

આબ્રાહામ-(ડહાપણ કરતા) નઝીર માટે તો જોઇતા પુરાવાઓ મળી ગયા. છે. પણ કાસિમ માટે તો એકકે પુરાવો જણાતો નથી. કોઇ પણ કામમાં તેનો હાથ સાબેત થયો નથી. પછી કેવી રીતે તેના પર આરોપ લાગુ પડી શકશે. તમેજ કહો છો કે ઝુબેદાને ઉંચકી લાવનાર ગુન્હેગારો નઝીર, મોહંમદ અને કરીમ છે. ત્યારે કાસિમ દરેક વાતે નિર્દોષ.

બર્ક—(હસતા) ગુન્હેગારોને મદદ કરવાનો તેમજ તેઓને આશ્રય આપવાનો આરોપ લાગુ પડી શકે છે.

આબ્રાહામ ફરી ચુપ મારી ગયો. તે જાણતો હતો કે બર્કે જે કઇ શોધખોળો કરી છે તે ખરેજ વખાણુપાત્ર છે. આજસુધી તે ફક્ત કાસિમખાન અને તેના બે સાથીઓનેજ જાણતો હતો જયારે બર્કે ચોથો નઝીર શોધી કાઢયો અને તે પણ મુખ્ય ગુન્હેગાર તરીકેજ. અને આજ વિચારો આબ્રહામને વધુ ડહાપણ કરતા રોકતા અને તે શાંતથઇ જતો નહી તો અત્યાર સુધી તે કોણ જાણે કેટલું મગજ ખાઈ જત.

પુત્રી સાથે હર્ષની વાતો કરી પરવાર્યા બાદ હુસેન બેગે સઘળાઓ પ્રત્યે ઝુબેદાની ઓળખાણ કરાવી, અને આવી રીતે સઘળા હર્ષાનંદમાં ગુપ્તા છોડી ઉપર આવ્યા.

ઉપર આવ્યાબાદ બર્કે પોતે ધારણ કરેલો વેશ બદલી ચીતરેલું મોં ધોઈ નાખ્યું. મોં ધોતાંજ ફરી તેજ લાંબી કાળી દાઢીવાળો ગૌરવર્ણો જુવાન બની ગયો.

થોડીજ વારમાં કાસિમખાનના બંગલાની ઝડતી લઇ ઉપયોગી પત્રો તથા ચીજો કબજે કરી, અબ્રાહામે ત્યાંજ પંચનામું કરી નાખ્યું.

આ બધાથી પરવાર્યા બાદ જુબેદા, બર્ક, ગાઝી, અને હુસેન સ્ટેશન તરફ રવાના થયા. અને સુર્યાસ્તની ગાડીમાં આદાન તરફ ઉપડયા.



# પ્રકરણ ૭ મું.

## "પરીવર્તન."



પરીવર્તન પણ એક અજબ ચીજ છે. હુસેન બેગના બંગલામાં થોડાજ દીવસોમાં કેટકેટલા પરીવર્તનો થઈ ગયા. તે સદાનું આનંદ સુખશાંતી અને બે પ્રીકરીમાં ઝોલા ખાતું હુસેન બેગના મકાનનું વાતાવરણ અમુક દીવસો માટે દુઃખ ચિંતા અને બેચેનીનાં વાદળાઓમાં ઘેરાઈ ફરી આજે શાંતીના લગભગ સંપૂર્ણ ચિન્હોરૂપ પ્રદર્શિ નિકળ્યું.

સ્વભાવિક રીતે; હુસેન સર્વવાતે સુખી હતો, જુબેદા

જેવી પુત્રીથી તે સંપૂર્ણ સંતોષ હતો. અને સંતોષમાં જે કંઇ કમી બાકી હતી તે અનવર જેવા કુળદીપક પુત્રે પૂર્ણ કરી આપી હતી. છતાં ભાગ્યના લેખ ટાળ્યા ટળે નહી, તેમ અમુક દીવસો તેને દુઃખમાં ગાળવાના હતા અને તે ગાળ્યેજ છુટકો.

ગઇ રાત્રે ઝુબૈદાને લઇ તે પોતાના મકાને ફર્યો હતો. છતાં અનવર માટે તે વધુ વ્યાકુળ હતો. પોતે આરોપ મુકેલા પોતાના ધર્મપુત્રને તદ્દન નિર્દોષ સાબેત થએલો જોઇ તેની આતુરતાની સીમા રહી નહતી, રાત્રી જેમ તેમ પસાર કરી સંવાર પડતાંજ કૉફીનો એકાદ કપ લીધો ન લીધો કે ગાડીની ઑફીસે અનવરની ખબર પૂછવા માટે પહોંચી ગયો.

સારા નસીબે બર્ક પણ ત્યાંજ હાજર હતો. હુસેને તેનેજ પુછ્યું. "કેમ સાહેબ અનવરના કંઇ સમાચાર !"

"સમાચારમાં એ કે તે કાસીમખાનને પકડી આજ, સવારની ગાડીમાંજ આવી પહોંચ્યો છે."

હુસેન-(આનંદમાં) આવી ગયો ! કયાં છે એને બોલાવોને."

બર્ક-ના અત્યારે તે મળવા માંગતો નથી.

હુસેન-(અધીરો થઇ) કેમ કયારે મળશે !

બર્ક-તે કહે છે કે તેનો કોઇ છુપો હેતુ છે.

હુસેન-(ગુંચવાઇને) પણ તે મને મળશે ખરો ને ! હું મારી ભુલ કબુલ કરૂં છું. તે નિર્દોષ છે.

અર્ક—હા મળશે, જરૂર મળશે. (એક ચીઠ્ઠી આપતા) આ ચીઠ્ઠી તેણે આપી છે.

હુસેને ઉતાવળથી તે ચીઠ્ઠી લઇ વાંચવા માંડી.

"પુજ્ય પિતાશ્રી."

ખુદાએ પોતાની મહેરબાનીથી આપની શંકાનો ઘણીજ રહસ્યમય રીતે અંત આણ્યો છે મને એ જાણીને ઘણો આનંદ થયો છે કે છેવટે આપે મને નિર્દોષ નીરખ્યો. અને પોતાની કૃપા દ્રષ્ટિ તળે આશરો આપ્યો. છતાં તે મેહરબાની કબુલ કરવા પુર્વે મારે પણ તેની પુરતી લાયકાત મેળવી લેવી જોઇએ મેં આપણા મકાનેથી નીકળતી વખતે પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાં સુધી હું કોઇ સારી નોકરી મેળવી શકીશ નહી. ત્યાંસુધી આપને મળીશ નહી." માટે મારી તે પ્રતિજ્ઞા જાળવવા અને આપની ઇચ્છાસફળ કરવા મેં અત્યારે આપને ન મળવાનો નિશ્ચય કર્યો છે. ને કદાચ કોર્ટમાં મળુંએ ખરો. તોપણ મકાને આવવા માટે આપને થોડા દીવસ રાહ જોવી પડશે. આપ દુઆ કરો કે ખુદા મારી તે અંતરેચ્છાઓ જલ્દી પરીપૂર્ણ કરે અને હું આપના ચરણોની ધુળ મેળવવા સમય કરતા પૂર્વે ભાગ્યશાળી બનું હાલ એજ જ્રુએદાને મારા સલામ.

આપનો અનવર"

પત્ર વાંચી હુસેનબેગ વધુ બેચેન થયો. તે બોલ્યો. "પણ હવે તે વિચાર મેં માંડી વાળ્યો છે, હવે મને

તેની નોકરીની પરવા નથી. હું તેનાથી હરેક રીતે રાજી છું."

જો કે હુસેન બેગના મનમાં અત્યારે તે અભખરો નહતો. કે, અનવરને કોઇ આબરૂની નોકરી મેળવ્યા વગર કદીએ છોકરી આપીશ નહી." છતાં જ્યારે તેમ થવાની આશાઓ બંધાઇ ત્યારે તેની ખુશાલીનો પાર રહ્યો નહી.

તે કેટલીકવાર સુધી જાતજાતના તર્ક વિતર્કો પોતાના મનમાં બાંધતો રહ્યો.

થોડીજ વારમાં તેણે કેટલાંએક હવાઇ કીલ્લાઓ બાંધ્યા અને તોડી નાખ્યા, છેવટે ઉભા થતાં તેણે કહ્યું.

"વારૂં ત્યારે હું રજા લઉછું, કેસ કયારે છે?"

ગાઝી–ખાસ અરજ કરી કાલની તારીખ નકકી કરાવી છે અને એ પણ આગ્રહ કરવામાં આવ્યો છે, કે બનતા સુધી કેસ-લોએ કાલેજ કરી નાખવામાં આવે"

હુસેન–તેમ થાય તો ઘણુંજ સારૂ.

ગાઝી–હું ધારૂ છું ત્યાં સુધી તો તેમજ થશે. કારણ કે કાસિમખાનની આખી ટોળી પકડાઇ છે. અને તે પ્રખ્યાત લુટારૂ છે એટલે બચાવના પુરાવાઓ મળવા અસંભવીત છે."

આટલી વાતચીત પછી, હુસેન રજા લઇ ઘેર ગયો.

વાંચક પણ અનવરને જોવા ઘણાં આતુર હશે કારણ કે ઘણી મુદ્દતથી તે દેખાયો નથી. પણ હવે વધુવાર રહી નથી ફકત થોડીજ ધીરજ.



# પ્રકરણ ૮ મું.

## "ભેદ પર ભેદ."



બીજા દીવસની સ'વાર પડી, હુસેનબેગ જાગૃત થયો, આજે તેના બંગલાની ખુબી કંઈ ઓરજ દેખાઈ રહી હતી. તેની લાડકવાયી પુત્રી રૂપસુંદરી ઝુબેદા આનંદ આનંદમાં આમતેમ દોડી રહી હતી ઘણીજ ઝડપથી તે ચા વિગેરે તૈયાર કરાવી પિતા સાથે નાસ્તો લીધા બાદ પોતાના ખુબસુરત નાજુક શરીરને ઉમદા વસ્ત્રાલંકારોથી સુસજ્જીત કરવામાં ગુંથાઈ.

એક તરફ હુસેન પણ ઉમદામાં ઉમદા વસ્ત્રો ચઢાવી રહ્યો હતો. અનવરનો વૃદ્ધ પિતા માળી યુસુફ પણ સારા લુગડાં પહેરી બંગલામાં આવી બેઠો હતો એક તરફ ઘોડા-વાળો ગાડી જોડવાની તૈયારીઓ કરી રહ્યો હતો. તેમજ સઘળા નોકર નોકરાણીઓ પ્રફુલ્લીત ચ્હેરે આમ તેમ જતા માલમ પડી રહ્યા હતા.

વાંચક આ સઘળી તૈયારીઓ શા માટે થઈ રહી હતી. તે સમજી તો ગયાજ હશે. આજે તેઓના ઘરનો ગર્વરૂપ અનવર, ફરી એકવાર માન ઇજ્જતથી તેઓના ઘરમાં પ્રવેશનાર હતો હુસેનબેગનો ભારે અને અસહ્ય તિરસ્કાર ન સહન થવાથી તરછોડી ગએલા ઘરને

ફરી એકવાર અનવર પોતાના પિતાના માન, ચાહ, અને પ્રિતી નીચે કબુલ કરનાર હતો હુસેનબેગના તરંગોની હદ ન હતી. તે વિચારી રહ્યો હતો. કે જો " ખુદા કરે, અને આ કેસમાં અનવરની ગણત્રી મુખ્ય વ્યક્તિઓમાં થાય, તો મારી ખુશાલીનો પાર રહેશે નહી. હું તેની ખુશાલીમાં મારા મિત્ર મંડળોને એકઠા કરી એક મોટો મેળાવડો કરીશ. અને અનવરને ફુલના હાર તોરા પહેરાવી ભર મીજલસમાં ઝુબેદાનો હાથ તેને આપીશ. અને આવી રીતે મારા અંતરમાં દબાઇ રહેલી ઇચ્છાઓને તૃપ્ત કરીશ." વિગેરે.

ઝુબેદા તૈયાર થઇ ત્યાં આવી પહોંચી ગાડીવાળો બારણા આગળ ગાડી લાવી ઉભો હતો. હુસેન ઝુબેદા અને યુસુફ ગાડીમાં જઇ બેઠા. કોર્ટના ટાઇમ કરતા એક કલાક પૂર્વેજ ત્રણે ગાઝીની ઓફીસે આવી પહોંચ્યા.

આજના કેસની શહેરમાં હોહા થઇ ચુકી હતી. માઇનરના પ્રખ્યાત લુટારાની ટોળીની ગીરફતારી વિષે જાત જાતના સમાચારો નિત્યે સાંજ તેમજ સવાર વર્તમાન પત્રોમાં લેખો પ્રગટ થઇ ચુકયા હતા.

વધારામાં હુસેનબેગની ગણના શહેરના આબરૂદાર ગૃહસ્થોમા હોવાથી તેની પુત્રીના ગુમ થવાના તેમજ ત્યાંની સરકારે જાહેર કરેલા ઇનામની ચારે તરફ ચર્ચા થઇ રહેલી હોવાથી, લગભગ આખું શહેર કેસનો ચુકાદો સાંભળવા માટે તત્પર થઇ ગયુ હતુ.

કોર્ટના ટાઇમ પુર્વેજ આખું કોર્ટરૂમ લોકોથી ખીચો ખીચ ભરાઇ ગયું, અને બહાર સરદી હોવા છતાં, લોકોના મ્હોં પર પરસેવાના બિંદુઓ નજરે પડવા લાગ્યા.

વખત થતાંજ નામદાર જડજ ચેમ્બરનું કામકાજ પડતું મુકી પોતાની જગાએ આવી બિરાજમાન થયા તરત ગુન્હેગારોને હાજર કરવામાં આવ્યા અને કોર્ટનું કામકાજ શરૂ થયું.

એક તરફ કુરસીઓ પર હુદ્દેદાર હુસેન વિગેરે બેઠા હતા. હુસેન અનવરને જોવા માટે ઘણોજ આતુર હતો સઘળા ગુન્હેગારો આવી ગયેલા હોવા છતાં અનવરનો પત્તો ન હોવાથી હુસેને ગભરાઈને બર્ક પ્રત્યે પુછયું.

"કેમ, હજુ અનવર કે કાસિમખાન બંન્નેનો પત્તો નથી."

"કાસિમખાનનું નામ છેલ્લું હોવાના કારણે તેમજ નામદાર જડજની કોઇ ખાસ કારણસર તેને છેલ્લે લાવવાની આજ્ઞાએ, અત્યારે તેને બાજુના ઓરડામાં રાખવામાં આવ્યો છે. અને અનવર માટે મને ખબર નથી, પણ તેની ખાસ જુબાની છે એટલે તે આવ્યા વગર રહેશે નહી"

હુસેનને આ જવાબથી થોડો ઘણો સંતોષ થયો ત્યાં સૌથી પહેલા ના. જડજે નઝીર પ્રત્યે કહ્યું.

"નઝીર બેગ તમારા પર ગેર વ્યાજબી (મનુષ્ય) અટકાવનો અને મનુષ્ય હરણનો એમ બે આરોપ મુકાયા

છે. અને કોર્ટ તમને ગુન્હેગાર ઠેરવે છે. તમારે બચાવ માટે કાંઇ કહેવું છે?"

નઝીરનું મ્હોં લેવાઇ ગયું. હતું તેના ચ્હેરા પર ફીકાશ માલમ પડી રહી હતી. જોકે બચાવ માટે તેની પાસે કાંઇએ નહતું છતાં તે છેલ્લો પ્રયત્ન કરતા બોલ્યો.

"ખરી રીતે મારા પર આ આરોપો મુકવામાંજ અતિશયોકતી થઇ છે. મી. અર્ક કે મી. ગાઝી એવો એક પણ પુરાવો આપી શકશે નહી, કે જેમાં મેં મારા સ્વહાથે કોઇ ગુન્હો કર્યો હોય, મને અચાનક રીતે હોટલમાંથી પકડવામાં આવ્યો છે. અને..........

"બસ કરો." અર્કના ભેજામાં કોણ જાણે શું આવ્યું કે તેણે એકદમ તેને બોલતો અટકાવી દીધો. તમામ પ્રેક્ષકો અર્ક તરફ જોવા લાગ્યા. અર્ક એમ કહેતો પોતાની જગાએથી ઉઠયો કે "હવે તમારા સઘળા પુરાવા હું જ કોર્ટ સમક્ષ ખુલ્લે ખુલ્લા રજુ કરૂં છું."

આટલું બોલી તેણે જડજ તરફ ફરીને કહ્યું "નામદાર જડજ સાહેબ મારી આ હરકતથી નારાજ થયા હશે. પણ મારી ફરજ છે, કે આવી ખોટી નકામી જુબાનીઓ માટે કોર્ટનો અમુલ્ય ટાઇમ ખરાબ ન કરતા, તમામ છુપા હેતુઓને બાજુએ મુકી, સઘળા પુરાવાઓ કોર્ટ સમક્ષ રજુ કરી દઉં.

આખી કોર્ટમાં ગંભીર શાંતી પ્રસરી રહી, હુસેનબેગ બર્કનું આવું બોલવું સાંભળી છેક ગભરાઇ ગયો કે "તે કેવી રીતે નઝીરબેગની બદમાશી પુરવાર કરી શકશે? નઝીરબેગેજ ઝુબેદાનું હરણ કરાવ્યું હતું એ માટે કોઇ સાક્ષી કે પુરાવો નથી. વળી ઝુબેદાને કેદમાં રાખનાર વ્યક્તિ તરીકે કાસીમખાન ગુન્હેગાર છે. તે આરોપ નઝીરને કેમ લાગુ કરી શકશે."

હુસેન ઉપર પ્રમાણેના વિચારોથી ગભરાઇ રહ્યો હતો. આખી કોર્ટમાં મૌનતાજ મૌનતા પ્રસરી રહી હતી. જડજ વકીલો તેમજ પ્રેક્ષકો બર્ક તરફ આતુરતાથી જોઇ રહ્યા હતા. સાથે લાવેલા એક બોજાને લઇ તે આગળ વધ્યો અને જ્યાં ગુન્હેગાર ઉભો હતો, ત્યાં આવી પુનઃ જડજ પ્રત્યે કહ્યું.

"કોર્ટ મારી એક વધુ અરજ કબુલ કરવાની કૃપા કરશે એવી હું આશા રાખું છું. હું જે પુરાવાઓ રજુ કરવા માગું છું તે એવાં છે કે જેથી તહોમતદાર ઉશ્કેરાઇ જાય એવો ભય છે. માટે તેના હાથ પીઠ પાછળ બાંધવામાં આવે તો ઘણું સારૂં."

આ અરજ સાંભળી મેજીસ્ટ્રેટે વિના સંકોચે તેમ કરવા પોલિસોને હુકમ કર્યો થોડીજ વારમાં બુઢ્ઢા નઝીરના હાથ પીઠ પાછળ બાંધી દેવામાં આવ્યા. બધા પ્રેક્ષકો અજાયબીથી બર્ક તરફ જોઇ રહ્યા હતા. તે એકદમ નઝીર તરફ વધ્યો અને એક ઝટકા સાથે તેની દાઢી તથા ઝુલ્ફાં ખેંચી બાજુએ ફેંકતા

બોલ્યો, "આ આપણા, તારસના બંગલાવાળા કાસિમખાન."

દાઢી અને ઝુલ્ફાં નીકળતાજ નઝીરબેગ કદરૂપા ચ્હેરાનો આધેડ વયનો પુરૂષ દેખાવા લાગ્યો. એકાદ બે પ્રેક્ષકો અને આશ્ચર્યથી પણ બોલાઈ ગયું કે, "એજ કાસિમખાન."

ચારે તરફ ભયંકર ચુપકીદી ફેલાઇ ગઇ. હુસેનનું હૃદય ખુશાલીથી ઉછળી રહ્યું હતું બર્કે નઝીરને કાસિમ સાબિત કર્યો બાદ તેને નક્કી ખાત્રી થઇ ગઇ કે "યાકુબખાન પણ આવીજ રીતે પેલા મોહંમદ યા કરીમ બેમાંથી એક નીકળશે."

પણ તેનો એ વિચાર વધારે વાર રહેવા પામ્યો નહી, અનવરનો વિચાર આવતાજ તેને માનવુ પડ્યું કે યાકુબખાન જુદોજ આદમી છે."

થોડીવારની ચુપકીદી બાદ ના. જજે કહ્યું.

"કેમ મી. નઝીરબેગ ઉર્ફે કાસીમખાન હવે તમારી પાસે કોઇ બચાવનો પુરાવો છે ?"

કાસિમખાન તો શરમથી નીચે ડોકું ઘાલી ઉભો હતો ફરી બર્કે કહ્યું. "હજુ વધુ પુરાવા જોઇતા હોય તો તે પણ આપું."

ફરી લોકો શાંત થયા, બર્કે પોતાનો બેગ ખોલી તેમાંથી એક ડબ્બો કાઢયો જેમાં સપ્રીટ અને એક સપંજ (Spunge=વાદળી) મુકેલા હતો.

બધા શાંત રીતે બર્ક તરફ જોઇ રહ્યા હતા તેણે, સ્પંજને સ્પીરીટમાં બોળી કાસિમના મોંપર ઘસ્યો. સ્પાટ લાગતાંજ ચ્હેરાપરના શીતળાના ડાઘે તેમજ બીજા ચાઠાંઓ નીકળી ગયા અને ખુબસુરત ગૌરવર્ણ રંગ દીપી નીકળ્યો.

લગભગ આખી કોર્ટ આશ્ચર્યથી એક અવાજમાં બોલી ઉઠી "ઓહહો......બહારવટીયો યાકુબખાન.......???"

આખી કોર્ટનાજ હૃદય આ દેખાવથી ધડકી ઉઠયા, એમ કહીએ તો અતીશ્યોકતી ગણાશે નહી. કારણકે એક આવા, અને પ્રખ્યાત લુટારૂને કોણ ન ઓળખતું હશે ? કે જેના અનેક ફોટાઓ અનેક વખત છાપાઓમાં પ્રગટ થઇ ચુકયા હતા. હુસેન બરાડી ઉઠયો.

"ત્યારે અનવર કયાં ?"

જડજ પોતાનુ જજપણું ભુલી ગયા અને શાંત રીતે જાણે નાટક જોઇ રહ્યા હોય તેમ બેસી રહ્યા.

હુસેનનું બોલવું સાંભળી ગાઝી પોતાની જગાએથી ઉઠયો, અને એકદમ બર્ક તરફ વધી તેની દાઢી મુછ ખેંચી કાઢી. એકદમ ઝુબેદા અને હુસેન આ ચીસ સાથે પોતાની જગાએથી ઉછળી પડયા કેઃ—

"કોણ વહાલા અનવર ?"

બસ હવે કોર્ટની હાલત દર્શાવવા અમારી યાદમાં કોઇ શબ્દો નથી. એક તરફ બદમાશ ત્રણ રૂપમાં બીજી તરફ ડીટેકટીવ બે રૂપમાં જાહેર થવાથી, આખી કોર્ટ

થોડીક પળો માટે પુતળાઓનું પ્રદર્શન બની ગઇ હોય તેમ દેખાવા લાગી. તેમાં વળી હુસેનબેગનું તો જાણે આત્માજ ખોળીયું છોડી ચાલ્યું ગયું હોય તેમ ભાસ થવા લાગ્યો. તેની અજાયબીનો પાર ન હતો. જોકે તેની આશ્ચર્યતાને દર્શાવવા અમારી કલ્પના શકિત હીંમત હારી રહી છે. છતાં એટલું જણાવીજ દઇએ. કે હુસેનબેગ આ દેખાવે એટલો બધો દીંગમુઢ થઇ ગયો હતો કે જો અત્યારે તેના માથામાં કોઇ જોરથી એકાદ ફટકો પણ મારી જાય. તો પણ તેની દીંગતા નાશ પામે એમ હતું નહી.

થોડીજ પળો બાદ આખા કોર્ટમાં ગરબડ શરૂ થઇ ગઈ, અને ચારે તરફ વાતોના ઘોંઘાટ મચી રહ્યો, છેવટે મેજીસ્ટ્રેટે સઘળાંને ચુપ થવાની આજ્ઞા આપી પણ તે વ્યર્થ. લાચાર થઈ મેજીસ્ટ્રેટ કોર્ટ છોડી ચેમ્બરમાં ચાલ્યા ગયા.

* * * *

કલાક દોઢ કલાકના વિસામા બાદ ફરી કોર્ટનું કામ કાજ ચાલું થયું. જજે એક પછી એક ત્રણે બદમાશોને આગલા પાછલા તમામ ગુન્હાઓને અનુસરી યોગ્ય સજાઓ ફરમાવી, જેમાં યાકુબખાન જન્મ કેદ ગયો.

સજાઓ અપાયા બાદ ગાઝીએ પોતાની જગા પર ઉભા થઇ પ્રમાણીકપણે જણાવી દીધું કે:—

‘ આ આખા કેસમાં બાહોશ તુર્કી જવાન અનવર-નોજ હાથ છે અને આ આખી ટોળીને તેણે એકલેજ

હાથે પકડી સરકારમાં હાજર કરી છે.”

જેથી જજે ભારે માન સહિત માઇનરની સરકાર તરફથી જાહેર થએલ પોંડ એક હજારનું ઇનામ તેનેજ અર્પણ કર્યું અનવરે તે આભાર સહિત સ્વિકાર્યું.

હુસેનબેગની ખુશાલીનો પાર ન હતો. સઘળા સાથે ઘેર ગયા બાદ સાંજ પડતા અગાઉજ તેણે અનવરબેગની ફતેહની ખુશાલીમાં આવતી કાલે રાત્રે એક આમ જલસો નક્કી કર્યાના હેન્ડબીલો બહાર પાડયા. તેમજ છાપાઓમાં ખબર છપાવી. જેમાં જણાવવામાં આવ્યું કે. **“અનવરબેગે આ મહાન બહારવટીઆને કેવી રીતે પકડયો. તે વિષેની રહસ્યમય કથા આપણદ્વારા તે પોતેજ કહી સંભળાવશે.”**



# પ્રકરણ ૯ મું.

## “ આનંદોત્સવ ”



ઉનાળાની રમણીય રાત્રી આખા આદન શહેરપર પથરાઇ રહી હતી જોકે ગયા શીઆળાનો બરફ લગભગ સઘળો પીગળીને વહી ગયો હતો. છતાં પ્રદેશ પહાડી હોવાથી પવનની લહેરો ઘણીજ ખુશકારક રીતે ફુંકાઇ દુઃખોથી બળતા જીગરોને થંડક આપી રહી હતી.

એશિયા માઇનરના મહાન લુટારૂ યાકુબખાનના પકડાવવાથી ચારે તરફ ભારે ચકચાર મચી રહ્યો. ગલીએ ગલીએ અને મહોલ્લે મહોલ્લે, તેણે અગાઉ વર્તાવેલા કાળા કે'રની વાર્તાઓ ચાલવા માંડી હૉટલો દુકાનો કાવા-ખાનાઓ કે રસ્તાઓ જ્યાં જુઓ ત્યાં બેચાર બેચાર માણસો એજ વાતો કરતા માલમ પડે છે. ન જાણતાઓને જણાવે છે. "તેણે ફલાણા ડીટેકટીવનું ફલાણી રીતે ખૂન કર્યું હતું." તેણે ફલાણા વખતે ફૂલાણાને આવી રીતે લુટ્યો હતો તેણે અમુકને અમુક રીતે ગુંગળાવી માર્યો હતો વિગેરે જાતજાતની ચર્ચાઓ થઇ રહી હતી.

હવે જ્યારે તે પકડાયો ત્યારે "તે કેવી રીતે પકડાયો હશે?" એ જાણવાની પણ લોકોની ઉત્કંઠા વધી, કોઇથીએ ન પકડાય તેવા અઠંગ ચાલબાજની ગીરફતારી જાણવાનો શોખ લગભગ દરેકને ઉભરી આવ્યો અને જલસાના ટાઇમ પુર્વેજ લોકોનાં ટોળેટોળાં આવવા લાગ્યા.

યાકુબખાનને પકડનાર અનવર બેગ પોતેજ જાહેર ભાષણ કરનાર હતો જેથી બહારગામના પણ કેટલાક લોકો અહીં આવ્યા હતા.

બંગલાના પાછલા ભાગમાં આવેલા મેદાનમાં આ જલસાની ગોઠવણ કરવામાં આવી હતી. પટ વિસ્તારમાં ઘણોજ લાંબો પહોળો હોવા છતાં પ્રેક્ષકો એટલા બધા વધી ગયા કે પગ મૂકવાની એ જગા ન રહી. ભાષણ સઘળાને સંભળાય

જે માટે સ્ટેજ પટની વચ્ચોવચ ગોઠવવામાં આવ્યો હતો. જલસાનો ટાઇમ થવા આવ્યો હતો. હુસેનબેગ તથા અનવર ઉમદા પોષાકમાં સજ્જ થઇ, પરોણાઓની આગતાસ્વાગતા કરી તેમને વ્યવસ્થિત જગાઓએ બેસાડી રહ્યા હતા. ઝુબેદા તેમજ બીજી અનેક ગૃહસ્થ સ્ત્રીઓ જેઓ તેની સહીઓ ઉપરાંત જુની ઓળખાણુવાળીઓ હતી. બંગલાની પાછલી અગાશીઓમાં ભાષણ સાંભળવા એકઠી થઇ હતી.

બુઢ્ઢા યુસુફની ખુશાલીનો અંત નહતો પોતે એક સાધારણ માળી હોઇ પુત્રની આવી નામના અને આબરૂએ તેના આનંદનો પાર રાખ્યો ન હતો તે પણ આજે ઉમદા વસ્ત્રો પહેરી પોતાના બેટાની શુરવિરતાના વખાણ સાંભળવા આમતેમ ફરતો માલમ પડી રહ્યો હતો.

સઘળા લોકો એકઠા થઇ ગયા, શરૂઆતનો ટાઇમ થતાંજ સર્વથી પહેલા હુસેનબેગ સ્ટેજપર આવ્યો અને કહ્યું:—

મહેરબાન ગૃહસ્થો આજે આપે મારા આ ઉત્સવમાં પધારી મારા પર ભારે ઉપકાર કર્યો છે. હું અંતઃકરણપૂર્વક આપ સઘળાનો આભાર માનું છું. મને જણાવતા અત્યાનંદ ઉપજે છે કે મારા ધર્મપુત્ર અનવરબેગે ઘણીજ હોશીયારીથી પોતાની લાયકાતની છાપ મારા હૃદયપર પાડી છે. હું ન ધારતો હતો, તે કામ તેણે આજે મને કરી બતાવ્યું છે. હું તેને તેના આ કાર્ય માટે ખરા દીલથી મુબારકબાદ આપું છું. તેમજ તેને માટે ખુદા પાસે દરેક ભલા-

ઈચ્છું છું મારી એકની એક પુત્રી ઝુબેદાને આણી વખતે એક ભયંકરમાં ભયંકર બદમાશના પંજામાંથી બચાવી, ખરેખર તેણે મારા પર ભારે ઉપકાર કર્યો છે અને તે ઉપકારના બદલામાં કોઇ યોગ્ય અને લાયક વસ્તુ તેને આપવા જોકે મારી પાસે નથી, છતાં એક તુચ્છ બદલા તરીકે હું આ જાહેર જલસામાં તેને મારી પુત્રી ઝુબેદાનો હાથ આપું છું. મને આશા છે કે તે કબુલ કરી મારા પર ઉપકાર કરશે."

એટલું કહી હુસેનબેગ બેસી ગયો તરતજ અનવર સ્ટેજ પર આવ્યો.

તેના આવતાની સાથેજ તાળીઓનો શોર મચી રહ્યો અને તે લગભગ પાંચ મિનીટ સુધી પહોંચ્યો તાળીઓ નરમ પડયા બાદ તેણે ધીમેથી શરૂ કર્યું.

" મહેરબાન ગૃહસ્થો,

હું આપ લોકોની પધરામણી માટે આપ તમામ ગૃહસ્થોનો અંતઃકરણથી ઉપકાર માન્યાબાદ બોલવાની રજા લઉં છું, કે મારા ધર્મ પિતા કે જેઓએ મને નાનપણથી ઉછેરી આ ઉમર સુધી આણવા સુધીમાં હજારો ઉપકાર મારા પર કર્યાં છે. તેઓએ જે જે શબ્દો મારા માટે ઉચ્ચાર્યા છે. તે ખરી રીતે મારા જેવાને લાયક નથી. હું તેઓશ્રીનો આ તમામ શબ્દો માટે હૃદય પૂર્વક ઉપકાર માનું છું. તેમજ તેઓએ અર્પણ કરેલો તેમના

પુત્રી મીસ ઝુબેદાનો હાથ, લાખો ઉપકારોથી કબુલ કરૂં છું. જો કે દુન્યા મારા આ કાર્યને ધન્યવાદ અને માનની નજરે જોશે. પણ ખરી રીતે આ કાર્યનો ધન્યવાદ મારા મિત્ર મી. ગાઝી કે જેઓ આહાનના સી. આઈ. ડી. ખાતાના બાહોશ ઇન્સપેકટર છે, તેઓને ઘટે છે. અને હું, આ મને મળેલ પોંડ એક હજારના ઇનામને મારા પિતા તરફથી તેઓનેજ અર્પણ કરૂં છું. જે તેઓ સ્વિકારી આ ભર મીજલસ સમક્ષ અમને આભારી કરશે (પોંડની થેલી ગાઝીને આપતા) લો મારા મિત્ર આ ઇનામના ખરી રીતે તમેજ હક્કદાર છો કારણ કે તમે જો આ તક મને ન આપી હોત તો હું કદીએ આ દીવસ ન જોઇ શકત. (ગાઝી ભર મીજલસનું વાકય સાંભળી, ભર મીજલસ વચ્ચે તે ઇનામનો અસ્વિકાર કરી શકયો નહી કારણ કે તેમ કરવાથી અનવરનું અપમાન થવાનો સંભવ હતો જેથી તેણે આભાર સાથે સ્વિકારી લીધું અનવરે આગળ જણાવ્યું) આ કાર્યમાં મેં કોઇ પણ બહાદુરી કરી નથી. આતો તે પરવર દીગારની મહેરબાનીને આભારી છે કે જેણે બાલ્યાવસ્થા થીજ મારામાં આ શોખ ઉત્પાદન કર્યો હતો. મને બાળપણથીજ એ શોખ હતો. અનુમાનો અને અટકળોના આધારે હું નાનપણમાંજ અનેક કામો કરતો. આ તો એક ખુદાઇ બક્ષીશ છે. અને એજ બક્ષીશના પ્રતાપે જ્યારે હું કોનિયાથી નિશાળ છોડી, ઝુબેદા સાથે અહીં આવ્યો તેના બીજા દીવસેજ

મારા પિતાના ખાસ અને આબરૂદાર મિત્ર નઝીરબેગ પર વહેમાયો, જો કે ઝુબેદાએ મારા એ વહેમ તરફ ધીક્કાર દર્શાવ્યો. છતાં તે જાણુતી હતી કે મારા અનુમાનો વધુ ભાગે ખરા પડે છે. જેથી તે વધુ બોલી શકી નહી. પહેલાં મે પણ આંખઆડા કાન કર્યા પણ એક દીવસ પિતાશ્રી તેઓના નિયમથી વિરૂદ્ધ અને અમારી જીંદગીમાં પહેલીજ વખતે અમને શોધવા માટે જાતે બગીચામાં આવી ચઢયા અને મને હરામખોર સમજી ઝુબેદાને લઇ ચાલ્યા ગયા. આ વાતે મારા હૃદયપર ચોકકસ જગા લીધી અને મને નકકી કરવું પડયું કે જરૂર નઝીરબેગ મારા તેમજ પિતા વિરૂદ્ધ કોઇ ભયંકર કાવત્રું રચી રહ્યો છે. પિતાએ મને ગુન્હેગાર ઠેરવ્યો હતો. જેથી મેં તેજ દીવસથી ઘર છોડી નઝીરની બદમાશીની તપાસ કરી તેને સંપુર્ણ ઉઘાડો પાડી મારી નિર્દોષતા સાબેત કરવાનો નિશ્ચય કર્યો. અને તેજ સાંજે મારા પિતાનું ઘર છોડી મારા નાનપણના દોસ્ત મી. ગાઝીને જઇ મળ્યો. આ સઘળી હકીકત મેં તેમને જણાવી તથા તેઓ પાસે નઝીર બેગ પર નજર રાખવાનું માંગી લીધું. જે તેઓએ કબુલ કર્યું એટલુંજ નહી બલ્કે પોતાની ખાસ ભલામણથી મારી નીમણુંક પણ કરાવી દીધી.

મને પિતાશ્રીના બંગલામાં આવજા કરનાર નઝીર પર વધુ નજર રાખવી પડી નહીં, મેં મકાન છોડતાજ નઝીરે પોતાનો પહેલો અખતરો અજમાવ્યો એટલે

ઝુબેદાને લાગ જોઇ ઉંચકી ગયો. અને બીજે દીવસે પિતાએ આવી ઝુબેદાના ગુમ થયાના સમાચાર અમને આપ્યા. અમારી પહેલાની ગોઠવણ મુજબ મી. ગાઝીએ મનેજ તે કેસ સોંપ્યો. પહેલીજ બારીક તપાસમાં મને ઝુબેદાના રૂમમાંથી નઝીરનું બટન અને તેના પહેરણનો એક કકડો મળ્યો. તો પણ નઝીર હુસેન એગને ત્યાંજ રહ્યો અને ઝુબેદા ગુમ થઇ ગઇ જે પરથી મેં નક્કી કરી લીધું કે તેના કોઇ મળતીઆઓ પણ હોવા જોઇએ અને આ કામ બેત્રણ માણસોની મદદથી થયું હશે ટુંકમાં બીજે દીવસે મેં તેની પૂંઠ પકડી. તે દીરેકલી જવાને બદલે તારસસ ગયો અને થોડી ઘણી મહેનત બાદ મને જણાયું કે તે ત્યાં બીજા વેષમાં કાસિમખાનના નામ તળીએ રહે છે. બીજે દીવસે ત્યાંના પોસ્ટ માસ્તરની મદદથી હું ટપાલી ના વેષમાં તેને ત્યાં પહોંચ્યો સારા નસીબે પહેલાજ દીવસે હું મારા વિચારમાં સફળ થયો એટલે તેને ત્યાં નોકરી મેળવી.

નોકરીમાં રહ્યા બાદ મને માલમ પડયું કે કાસિમખાન કદીએ મ્હોં ધોતો નથી આ વાત શક પડવા જેવી હતી. હું તેના સાથીઓ સાથે ખુબ મળી ગએલો હતો. એકને આ હકીકત પુછતા તેણે જણાવ્યું કે એ ખ નગી છે. ખાનગી સાંભળતાંજ મેં નક્કી કરી લીધું કે કાસિમખાનનું મોં ચિતરેલું છે. અને તેનો આ ચ્હેરો પણ ખરો હેરો નથી. આગળ જતા એ અનુમાનને પણ ટેકો મળ્યો

અને મને નક્કી કરવું પડ્યું કે તે યાકુબખાન છે. ત્યાર બાદ એક દીવસ તે નઝીરબેગના વેષમાં મારા પિતાને મળવા જનાર હતો. મને આ ખબર પડેલાથી હોવાથી મેં એક તરફ મી. ગાઝીને પુરતી સુચનાઓ આપી તેની વેષ બદલવાની હોટલમાં બોલાવ્યો, અને બીજી તરફ આબ્રાહામને પોલિસો સાથે તે જગ્યા પર જવાનું કહ્યું અને ત્યાંજ તેને પકડયો. ત્યાર પછીની સઘળી હકીકત આપ લોકોએ છાપાઓમાં વાંચી છે."

આટલું કહ્યા બાદ અનવરે પ્રેક્ષકોનો ઘોડો ઘણો આભાર માની ભાષણ પૂર્ણ કર્યું.

ભાષણ ખલાસ થતાંજ સઘળાએ તેને ધન્યવાદ અને અભીનંદનનોના અવાજે વધાવી લીધો. અને જલસો વિસર્જન થયો.

મોડી રાત સુધી મીત્ર મંડળો તેમજ પરોણાઓમાં ખાનપાનના લ્હાવાઓ લેવાયાં બાદ સઘળા પોતપોતાને મકાને વિદાય થયા.

*　　*　　*　　*

ચારજ દિવસ બાદ અનવરબેગના લગ્ન નક્કી કર્યા પ્રમાણે ઘણુંજ ઠાઠમાઠથી ઝુબેદા સાથે થઇ ગયા. અને હવે આખા એશીઆ માઇનરમાં અનવરની નામનાના ડંકા વાગવા માંડયા. અને થોડાંજ દીવસોમાં તે એક મહાન "તુર્કી જાસુસ" તરીકે પ્રખ્યાત થઇ ગયો.

## સમાપ્ત.